શ્રી કૃષ્ણચંદ્રાય નમઃ

# શ્રી સંગીત ગીતામૃત

## અધ્યાય ૫ મો.



પ્રકાશક : પ્રેમીઆત્મા

સકરદાસ પોચાભાઇ વાસણવાળા

ઠે. આસ્ટોડીયા રોડ, કાપડ બજાર—અમદાવાદ.

શ્રી જ્ઞાનમન્દિર પ્રી. પ્રેસમાં શંકરરાય અમૃતરાયે છાપ્યું, રાયપુર—અમદાવાદ.

## શ્રી કૃષ્ણ ગોપાલ કુંજબીહારી,
## હે ગોકુળનાથ હે ગીરધારી.

---

( મથુરામાં ખેલ ખેલી આવ્યા—એ રાગ )

કૃષ્ણ કૃષ્ણ બોલજે પ્યારે, કલીમાં મહીમા છે મોટો;
રામ રામ બોલજે પ્યારે, કલીમાં મહીમા છે મોટો.

વેદ પુરાણ ગ્રંથ સબ ગાવે, નિતનિત સંત પોકારે. કલીમાં૦
નામ સ્મરણથી સહુ પાપ નાસે, જન્મ મરણ ટળી જાયે. કલીમાં૦
હરે રામ હરે રામ, કૃષ્ણ કૃષ્ણ બોલજે, તાળી બજાવજે હાથે. કલીમાં૦
ધ્રુવ, અમરીષ ને પ્રહલ્લાદ જેવા, રામકૃષ્ણ ગોવીંદ ઉચ્ચારે. કલીમાં૦
શીવ સનકાદીક નારદ સારદ, હરિ હરિ બોલે વારે વારે. કલીમાં૦
આનંદકન્દ, અવિનાશી સમરતાં, પહોંચીસ મોક્ષના દ્વારે. કલીમાં૦
હરિ ૐ તત્‌સત જપ જપતાં, જીવ ટળી શીવ થઇશ ત્યારે. કલીમાં૦
શકરાદાસના શબ્દ છે સાચા, જુદા નવ જાણ તું લગારે. કલીમાં૦

---

શ્રી કૃષ્ણચંદ્રાય નમઃ

# શ્રી સંગીત ગીતામૃત

## અધ્યાય ૫ મો.



પ્રકાશક : પ્રેમીઆત્મા

સકરાદાસ પોચાભાઇ વાસણાવાળા

ઠે. આસ્ટોડીયા રોડ, કાપડ બજાર—અમદાવાદ.



આવૃત્તિ પહેલી — પ્રત ૧૨૦૦

સંવત ૧૯૯૬ — સને ૧૯૪૦

કીંમત ૦—૨—૦

# धर्मो रक्षति रक्षितः

---

હે ધર્મપ્રેમીઓ, ધર્મ જાણવાથી સચ્ચિદાનંદ સર્વેશ્વર પૂર્ણાનંદ પરબ્રહ્મ પરમાત્માને જાણી શકાય છે. તો તે ધર્મસ્વરૂપ જાણવાને માટે વેદશાસ્ત્ર, ઉપનિષદ અને ધર્મશાસ્ત્રોનું રહસ્ય બસ એક ગીતાજ ગણાય છે. ગીતા એક પતિતપાવની, અધમોદ્ધારણી, જ્ઞાનદાતા, ગીતા તે ગીતા જ ગણાય છે. આજ ભારતવર્ષમાં પુર્ણતા પામેલું ગીતા શાસ્ત્રજ છે. માટે તેને જાણવાથી ધર્મસ્વરૂપ પરમાત્માને જાણી શકાય છે માટે આ સંગીત ગીતામૃત કર્મ સંન્યાસયોગ નામનો પાંચમો અધ્યાય છપાવી ધર્મપ્રેમીયોના હસ્તકમળમાં મેલું છું, તેનું મનન કરી પરબ્રહ્મ પરમાત્માને જાણવા તેજ મનુષ્યજન્મનું શ્રેય ગણાય છે. માટે પાંચમા અધ્યાયનું પાન કરી સ્વધર્મને વધારશો એજ મારી વિનંતી છે.

લી.

પ્રેમી આત્મા,

સકરાદાસ પોચાભાઈ વાસણાવાળા



श्री कृष्णचंद्राय नमः

लोकसंग्रह मेवापि संपश्यन्कर्तु मर्हसि.

લોકહીતની, દ્રષ્ટિએ કર્મ કરવું, આવશ્યક છે.

# સંગીત ગીતામૃત

## અધ્યાય ૫ મો.

## કર્મસંન્યાસ યોગ.

( વા'લો પ્રેમને વશ થયા રાજી, એ રાગ. )

ગીતામૃત, શ્રી કૃષ્ણે આપ્યું રે.
પ્રેમે મહા ભારતમાં સ્થાપ્યું રે,
નરને સંભળાવી દુઃખ કાપ્યું રે.
આપી જ્ઞાન, ભગવાન ... ... ... ગીતા૦

સાખી

માયા પાસો સહુ તોડી નાંખી, ટાળ્યો તેનો શોક,
નિષ્કામ કર્મો, બતાવી સુધાર્યો, આલોક, પરલોક,
કર્મો કરતાં નિષ્કામ બની જાય રે,
તારી સુભ ગતી, પ્યારા થાય રે,
એમ કહેતા યાદવરાય રે,
સ્વસ્વરૂપ તારૂં ઓળખાય રે,
સ્વયં આત્મા, પરમાત્મા... ... ... ગીતા૦

**સાખી**

બ્રહ્માર્પણ કરમો કરવાથી, શુદ્ધસ્વરૂપે થાય,
પાપ, પુન્ય તારાં બળી જશે, ઉપાધી ટળી જાય.

સ્વધર્મ, બજાવજે સારો રે,
સહુ ભય ટળી જાય તારો રે,
પ્રેમે પાપીયોને સંહારો રે,
ક્ષત્રિ, ધરમને સંભાળો રે.
ધર્મ રાજ્ય, અમૃત ચાખ્ય. ... ... ગીતા૦

**સાખી**

ઉપદેશ સહુ ચોથા અધ્યાયમાં આપ્યો નરને જગરાય,
પાંચમામાં પુરૂષોત્તમ કહે છે, સાંભળજ્યો, શ્રોતાય.

કર્મસન્યાસ યોગ સારો રે,
સાંભળે લાગે સંસાર ખારો રે,
પૂર્ણ પવિત્ર થશે જનમારો રે,
નડે નહિ તે કાળ ગોઝારો રે.
બને અમર, રહે અચળ. ... ... ગીતા૦

**સાખી**

પ્રેમી આત્માનો, પ્યારો કહે, તમે સાંભળો નરનાથ,
નરનો નારાયણ તું બને, જો ઝાલે મ્હારો હાથ,

હાથ ગ્રહે તેને પાર ઉતારૂં રે,
સ્વયં સ્વરૂપ અર્પિ દેઉ મારૂં રે,
સકળ સૃષ્ટિમા, જે વસનારૂ રે,
ઘટ ઘટ માંહી, રમનારૂં રે,
આત્મધન, ચૈતન. ... ... ... ગીતા૦

श्री कृष्णचंद्राय नमः



# અધ્યાય ૫ મો.

अर्जुन उवाच ।

संन्यासं कर्मणां कृष्ण पुनर्योगं च शंससि ।
यच्छ्रेय एतयोरेकं तन्मे ब्रूहि सुनिश्चितम् ॥१॥

અર્જુન કહે છે કેઃ—હે કૃષ્ણ વળી કર્મનો ત્યાગ કહો છો અને વળી પાછા યોગની પ્રશંસા કરો છો, માટે એ બેમાંથી જે કલ્યાણકારક હોય તે નક્કી કરીને મને કહો.

અર્જુન કહે— સંગીતાર્થ

એકવાર કર્મ ત્યાગવાનું કહો છો, વળી કર્મ કરવાનાં કહો પ્યારા;
તે બેમાંથી, કોણ મારગ સત્ય છે, તે કહી, સંશય ભાંગો મારા,
તમ ચરણ પડું, પ્રભુ પ્રેમે નમું,... ... ... ... ...તમ૦

ભ્રમીત કરો નહિ, મન મારૂં, માધવ મનમાં વિચારી;
તે કાંઇ સમજી શકાય નહિ મુજને, તે સમજાઓ ગીરધારી.
હે નટવર, જ્ઞાનસાગર, ... ... ... ... ... હે૦

[illegible]

દાસ ઉપર કરી દયા, અજ્ઞાનીનું અજ્ઞાન દેજ્યો ટાળા,
તત્વબોધ, આપીને, ઇચ્છા પુરણ કરો, હરી મારી.

( દેખા રે દેખી તમે મત કરો બાઇરે, એ રાગ )

પૂર્ણાનંદ તમે પરબ્રહ્મ પ્યારારે, અરજી હ્રદય લ્યો સ્વીકારી.
પાય પડી, પ્રભુ કહું પ્રિતેથીરે, મિકમ અવિદ્યા નાંખો ટાળી.

ભુદર ભકતો કેરી, ભિડયો સહુ ભાગી રે,
ગજેન્દ્ર અને, દ્રુપતી નારી,
અંજારી બાળને બળતાં બચાવીયાં રે.
પ્રહલ્લાદ લીધો તમે ઉગારી, ... ... પૂર્ણા૦

હિરણ્યકંસ જયારે, બાળ પર કોપીયો રે,
વારે ધાયા તમે વનમાળી,
ધગધગતા સ્થંભે પ્રગટ થઇને રે,
બનીયા નરસિંહ અવતારી, ... ... પૂર્ણા૦

ચરણારવિંદનો હું દાસ તમારો રે,
તમ ચરણમાં પડયો ગીરધારી,
તન, મન, ધન, સહુ તમને અપીંયું રે,
સર્વે દીધી મુમતા મારી, ... ... પૂર્ણા૦

સકરદાસ કેરા પ્યારા પ્રીતમજી રે,
સત્ય વાત, મને કહેજો સારી,
ઉત્તમ મારગ શામ, સમજાવજ્યો રે,
પૂર્ણાનંદ કહું પ્રભુ પોકારી ... ... પૂર્ણા૦

સાખી

પૂર્ણાનંદ પ્રેમ ધરી, સમજાઓ સહુ સાર,
કર્મયોગ ને ત્યાગનો, પ્રિતે બતાઓ પ્રકાર. ૧

જ્ઞાન અર્પિ ગોવિંદ તમે, ઉતારો ભવપાર,
સંગ્રામસાગર જીતતાં, લાગે નહિ કંઇ વાર. ૨

માટે એક રસ્તો તમે, બતાવજો મોરાર.
આનંદદાતા ઇશ્વર, આનંદના ભંડાર. ૩

ભય ટળે માયા મરે, મરમર જોયે મન,
કાળ કર્મ નડે નહિ, જણાય જુગજીવન. ૪

श्री भगवानुवाच ।

संन्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ ।
तयोस्तुकर्मसंन्यासात्कर्मयोगो विशिष्यते ॥२॥

શ્રી ભગવાન બોલ્યા કેઃ-કર્મનો સંન્યાસ અને કર્મ-યોગી બંને કલ્યાણકારક છે, તેમાં જ્ઞાન વિનાના સંન્યાસ કરતાં કર્મયોગ ચઢીયાતો છે.

શ્રી ભગવાન કહે— સંગીતાર્થ

મરાઠી ચાલની સાખી

કર્મ સન્યાસ, કર્મયોગ એ બેઉ, મોક્ષનાં સાધન, ગણાય,
કર્મ સન્યાસથી, કર્મયોગ સારો, તેથી પૂર્ણાનંદી થાય,
ભલે જ્ઞાની હોય, ન્હાય અજ્ઞાની હોય, ... ... ... ભલે૦

( જુના ધરમ લ્યો જાણી—એ રાગ. )

કર્મયોગને જાણો, મારા પ્રેમી પ્યારા, કર્મયોગને જાણો રે.
મન માને ત્યાં મા'લો, મારા પ્રેમી પ્યારા કર્મયોગ જાણો રે—હેજી.
કર્મો કરવાથી કૈં જન ઉગર્યા, રાજા, રંક અને દાનો રે—હે જી.
કૃતવ્ય કર્મો, કરી કરી પ્રીતે, પૂર્ણાનંદને માણ્યો....મારા પ્રેમી૦
કર્મયોગ ને કર્મત્યાગ એઉ, મોક્ષનાં સાધન પ્રમાણો રે—હે જી.
સંસાર સાગર પાર ઉતરવા, કર્મયોગ સહુ સાધો...મારા પ્રેમી૦
જ્ઞાની, અજ્ઞાનીનું સુલભ સાધન, નૌતમ નાવ તે જાણો રે.—હેજી.
સ્વધર્મ આચરે, આનંદ ઉપજે, કેમ બને, તું દીવાનો...મારા૦
જુઠા જગતથી પાર ઉતરવા, કર્મયોગ છે સારો રે—હે જી.
પ્રેમી આત્માનો પ્યારો કહે છે, કર્મયોગ તે સન્યાસ માનો...મારા૦

સાખી

સ્વકર્મો કરવા થકી, મળે ત્યાગનું ફળ,
ક્ષત્રિ ધર્મ પાળીને, મેળવ અભય પદ. ૧
રણુ સંગ્રામ જીતીને, લે સ્વતંત્ર રાજ,
અધર્મિઓને મારીને, શીર ધર સ્વધર્મ તાજ. ૨
કર્મસંન્યાસ, કર્મયોગ, ઉભય પક્ષ છે એક,
તેનાં લક્ષણુ કહું હવે, સાંભળ રાખી ટેક. ૩

ज्ञेयः सनित्यसंन्यासी यो न द्वेष्टि नकांक्षति ।
निर्द्वंद्वो हि महाबाहो सुखं बंधात्प्रमुच्यते ॥३॥

જે કોઇનો દ્વેષ કરતો નથી તેમજ કંઇ ઇચ્છા કરતો

નથી અને જે દ્વંદ્વ રહિત છે તે સદા સંન્યાસી જાણવો; કારણ કે તે સ્હેલાઇથી બંધનમાંથી મુક્ત થઇ જાય છે.

**શ્રી ભગવાન કહે—** સંગીતાર્થ

મરાઠી ચાલની સાખી

જે પુરૂષ કોઇનો દ્વેષ કરતો નથી, અભિલાષ નવ રાખે.
તેને નિત્ય સન્યાસી જાણવો, તે અમૃત ફળ ચાખે,
ગર્ભવાસ છૂટે, માયા પાસ તૂટે. ... ... ... ગર્ભ૦

ગજલ

અહંતા મમતા છૂટે, સદા સન્યાસી કહેવાયે,
રાગ દ્વેષ ને તૂટે, સદા સન્યાસી કહેવાયે,
અપ્રાપ્ત વસ્તુની ઇચ્છા કદી, મન નથી ધરતો,
મેરૂ સમ સ્થિર થઈ જાતાં, સદા સન્યાસી કહેવાયે. અહં૦

હું મ્હારૂં અને તારૂં, કદી હૃદયમાં નવ સ્ફુરે,
અભાવ, પૂર્ણ થઈ જાતાં, સદા સન્યાસી કહેવાયે. અહં૦
વિષયોથી વીરામીને, નિસંગી જે સ્વયં રહેતો,
આત્માનંદમાં તે રમતો, સદા સન્યાસી કહેવાયે. અહં૦
ગૃહ જંગલ સમ જાણે, સહજાનંદ સુખ માણે,
રહે સંસાર શું સરસો, સદા સન્યાસી કહેવાયે. અહં૦

ટાળી દેઇ કામના સર્વે, આશા તૃષ્ણાઓને બાળે,
નિર્બંધ નિર્લેપ રહેતો, સદા સન્યાસી કહેવાયે. અહં૦
તર્કો વિતર્કો સૌ તોડી, મનની કલ્પના ટાળે,
લોકાર્થ કર્મોને કરતો, સદા સન્યાસી કહેવાયે. અહં૦

અગ્નિ બુઝાતાં તે રાખ, શુમાં રહે ર નહિ બાગે,
કામનાઓ લય થાતાં, સદા સન્યાસી કહેવાયે. અહ૦
સ્વર્ગ નર્ક મોક્ષ બંધ, સર્વથી ન્યારો થૈ રહેતો,
સદા સ્વસ્વરૂપ નિરખતાં, સદા સંન્યાસી કહેવાયે. અહ૦
સકરાંદાસનો સ્વામી કહે કૃષ્ણ બહુ નાગી;
મુજ સ્વરૂપે બની જાતાં સદા સંન્યાસી કહેવાયે. અહ૦

સાખી

સન્યાસી પૂરો બને, સન્યાસ ધરે મન,
મુજને સર્વે દેખતાં કરે સર્વ અર્પણ. ૧
ભાન ભુલે દેહ તણું કર્મો કરે સદાય,
અલિપ્ત રહે મનથી માયામાં નવ ફસાય. ૨
માયા ટળે હરિ મળે, મળે હરી સ્વરૂપ,
આત્મધનને પામતો, બને વિશ્વનો ભૂપ. ૩

**सांख्ययोगौपृथग्बालाः प्रवदंति न पंडिताः ।**
**एकमप्यास्थितः सम्यगुभयोर्विन्दतेफलम् ॥४॥**

સાંખ્ય અને યોગ જુદા છે એવું અજ્ઞાની લોકો હોય તેજ બોલે છે, પંડિતો એમ કહેતા નથી; એ બેમાંથી એકને સારી રીતે વળગી રહેનારને પણ બંનેનાં ફળ મળે છે.

**શ્રી ભગવાન કહે— સંગીતાર્થ**

મરાઠી ચાલની સાખી.

સાંખ્ય ને યોગ, એ બેઉ માર્ગમાંથી વિધીપુર્વક એક આચરતો;
અજ્ઞાની બે માર્ગ જુદા જુદા સમજે, જ્ઞાની તો એક સમજતો,
બેમાં એક કરે, ફળ બેઉનું મળે. ... ... ... બેમાં૦

( મુખડાની માયા લાગી )

આત્મ જુદો જુદો માને રે, અજ્ઞાનીજન આત્મ૦
મોહ મુમત બહુ ધરે, સારૂં ખોટું સહુ કરે,
ગર્ભવાસ માંહી પડે રે.... ... ...અજ્ઞાની૦
એકનું પુજન કરે, બીજા કેરી નિંદા કરે,
રાગ દ્વેષ ધરી ફરે રે. ... ... અજ્ઞાની૦
ઘડીમાં કૃષ્ણને માને, ઘડી અંબાને વખાણે,
ઘડીમાં ભૈરવને ભણેરે. ... ... ... અજ્ઞાની૦
કર્મયોગ નવ માને, જ્ઞાનયોગ ક્યાંથી જાણે,
પડે તે તો ચાર ખાણે રે. ... ... અજ્ઞાની૦
અંધા અભિમાની એવા, ઘુવડ, વાગોળ જેવા,
સૂરજને જાણે કેવા રે. ... ... ... અજ્ઞાની૦
લાંછન ખોળતો જાએ, ભ્રમણા માંહી ફસાએ,
આપોઆપ નષ્ટ થાએ રે. ... ... અજ્ઞાની૦
પરબ્રહ્મ જાણે નહિ, પૂર્ણાનંદ માણે નહિ,
નર્કે તે તો જાએ વહી રે. ... ... અજ્ઞાની૦
પ્રેમી આત્મા કેરો પ્યારો, જાણે નહિ તે ગોઝારો,
સ્વસ્વરૂપથી રહે ન્યારો રે. ... ... અજ્ઞાની૦

સાખી

અધુરીયા છલકાય છે, પૂર્ણ નવ છલકાય,
હરી અલગ અલગ જાણીને, ચાર ખાણી અથડાય. ૧
પરબ્રહ્મ તત્ત્વ જાણીયું, તેને મન નહિ ભેદ,
જ્ઞાનયોગ, કર્મયોગમાં, ધરે નહિ મન ખેદ. ૨

यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपिगम्यते ।
एकंसांख्यंचयोगं च यः पश्यति स पश्यति ॥५॥

જે પદની પ્રાપ્તિ સાંખ્યથી થાય છે તે યોગથી પણ થાય છે જે સાંખ્ય તથા યોગને એકજ સમજે છે તેજ ખરૂં સમજે છે એમ જાણવું.

**સંગીતાર્થ**

**મરાઠી ચાલની શાખી.**

જે પદ જ્ઞાનીયો, જ્ઞાનથી મેળવે, તે પદ યોગી પ્રાપ્ત કરતા;
સાંખ્ય ને યોગ એનું ફળ એક સમજી, પૂર્ણાનંદમાં રમતા.
તે ખરા જ્ઞાની, રહે નિર્માની. ... ... તે ખરા૦

**ગીતી**

આત્મસ્વરૂપ જાણ્યું તે કોઈ, યોગને જુદો નવ માને,
તેવા જ્ઞાની, જ્ઞાતા, આત્મપ્રકાશને સર્વત્ર જાણે.

**સાખી**

પ્રકાશ છે પરબ્રહ્મનો, ઘટઘટ આતમચીન;
અનાદી ઇશ્વર એકને, સમજે નહિ ભીન્નભીન્ન,
ભીન્ન સમજે, ભટકે સહુ, આલોક પરલોક;
જ્ઞાનીધર જાએ નહિ, પારથ તેને રોક.

संन्यासस्तु महाबाहो दुःखमाप्तुमयोगतः ।
योगयुक्तो मुनिर्ब्रह्म नचिरेणाधिगच्छति ॥६॥

હે મહાબાહુ અર્જુન! યોગ વિના સંન્યાસની પ્રાપ્તિ કરવી એ ઘણી કઠણ છે, પણ યોગ જાણનારો મુનિ જલ્દીથી બ્રહ્મપદની પ્રાપ્તિ કરે છે.

## સંગીતાર્થ

હે અર્જુન કર્મયોગ કર્યાવીના, કર્મ, સન્યાસ, પ્રાપ્ત નવ થાય;
એવો મહા દુર્ઘટ સન્યાસ યોગ, કર્મયોગથી તે સધાય,
વિધન નવ નડે, અંતમ ધન જડે. ... ...વિધન૦

### સાખી

વિધન કાંઇ નડે નહિ, જો કર્મયોગ સધાય,
પૂર્ણાનંદને પામતાં, મોક્ષ માંહી જાય. ૧
બ્રહ્મરૂપ શીખર ચઢે, મળે સહજાનંદ શામ,
શામરૂપ સમજી જતાં, મળી જાય વિશ્રામ. ૨
અવતારના અવતારીનો, પાલવ પળમાં રહાય,
રહેજમાં સ્વામી [1]નારાયણુ, ઘટઘટમાં દરસાય. ૩
ઘટઘટ દર્શ થયા વીના, મટે નહિ જાંજાળ,
અક્ષર પદ નવ પામતાં, પડે કાળ મુખ મોજાર. ૪
માટે સકરા, સમજીને, સહજાનંદ, સુખ માણુ,
મુક્તમાંહી રમંતા સદા, એક હરી તું જાણુ. ૫
જાનતહાર તુજમાં વસે, અવતારીનો અવતાર,
રમાપતિ રમતો સદા, તુજ હૃદય મોજાર. ૬
ન્યારો તે તુંજથી નથી, સચરાચરનો શ્યામ,
આપે યોગી સન્યાસી તે, સકરા છે ધનશામ. ૭

કર્મયોગ સન્યાસયોગ, આપે એકજ જાણ,
સ્વધર્મ સાધ્યા થકી, પામે પદ નિર્વાણ. ૮

### સ્તુતિ

ભજ સ્વામી નારાયણનું નામ, પ્રિતે પામે અક્ષરધામ, ભજ૦
ઘટઘટ વ્યાપક અંતર્યામી, નારાયણ ચૌદલોકના સ્વામી,
ઉમંગ ધરી બોલજે હરી, જન્મ નહિ ફરી, જાએ તું તરી,
વાહ, વાહ, વાહ, જય, જય, જય, પૂર્ણકામ. ભજ૦
લક્ષચોરાસી પળમાં દુર થાએ, જનમ મરણનું દુઃખ ટળી જાએ;
ભજ ઘનશામ, ભજ ઘનશામ, સફળ થાએ તુજ કામ. ભજ૦

**योगयुक्तोविशुद्धात्माविजितात्माजितेंद्रियः ।**
**सर्वभूतात्मभूतात्माकुर्वन्नपिनलिप्यते ॥७॥**

શુદ્ધ અંતઃકરણવાળો, જેણે આત્માને તથા ઈંદ્રિયોને વશ કર્યા છે એવો અને સર્વ ભૂતોનો આત્મા એજ એનો આત્મા છે એવો યોગી કર્મ કરવા છતાં પણ બંધન પામતો નથી.

શ્રી ભગવાન— સંગીતાર્થ

મરાઠી ચાલની સાખી.

કર્મયોગનું આચરણ કરવાથી, શુદ્ધ થયું છે મન;
દેહ ઇન્દ્રિયોને જીતી લેઇને, સર્વે કર્યું છે સ્વાધીન,
બને ભૂતોનો આત્મા, નવ થાય બંધાત્મા. ... ... બને૦

( કૃષ્ણ પ્યારે સામળા એ રાગ. )

બ્રહ્મસ્વરૂપમાં મસ્ત બનેલા, તે તો જગતને દેખે નહિ રે,
ત્રિભુવનમાં, રમી રહેલા, તે તો જગતને દેખે નહિ રે;
ભ્રમણાઓ સર્વે છોડી નાખતાં, ગુરૂ વાક્યથી શુદ્ધ બની,
આત્મસ્વરૂપમાં સ્થિર બનેલા, દ્વૈતાદ્વૈત કાંઇ દેખે નહિ રે. બ્રહ્મ૦
રામરસ કેરી પુતળી સાગરનો, થાહ, લેવા જાય ત્યાં,
જળ ભંડાળમાં ભળી જતાં, ફરી દધીને દેખે નહિ રે. બ્રહ્મ૦
કર્તા અકર્તા, કાર્ય, અકાર્ય, મનમાં નથી લેખતા,
સંકલ્પ વિકલ્પ તુટી જતાં, કર્મ સન્યાસયોગ રહે નહિ રે. બ્રહ્મ૦
સહુ કર્મનો અભાવ થઇ જતાં, કર્મો આપોઆપ છુટતાં,
સકરાદાસનો સ્વામી કહે, કર્તા છતાં તે કર્તા નહિ રે. બ્રહ્મ૦

સાખી

ભાવાભાવનો લય થતાં, મન માયા મરી જાય,
આપ સ્વરૂપને ઓળખે, સ્થિત પ્રજ્ઞ થાય. ૧
કર્મયોગ, સન્યાસયોગ, તે તો જાણું નેક,
યોગ આત્મા સંગે કરી, રહે એકનો એક. ૨

नैव किंचित्करोमीतियुक्तोमन्येततत्त्ववित् ।
पश्यन्श्रृण्वन्स्पृशञ्जिघ्रन्नश्नन्गच्छन्स्वपऽश्वसन्
प्रलपन्विसृजन्गृह्णन्नुन्मिषन्निमिषन्नपि ।
इंद्रियाणींद्रियार्थेषु वर्तंत इतिधारयन् ॥९॥

તત્ત્વ જાણનારો યોગી, જોવામાં સાંભળવામાં સ્પર્શ કરવામાં, સુંઘવામાં, ખાવામાં, ચાલવામાં, ઉંઘવામાં, શ્વાસ લેવામાં, બોલવામાં, કાઢી નાંખવામાં, ઝાલવામાં, આંખ ઉઘાડવામાં તથા મીંચવામાં, ઇંદ્રિયો પોતપોતાના વિષયોમાં પ્રવર્તી રહી છે એમ ધારી, હું કંઈ કરતો નથી એમ માને છે.

### સંગીતાર્થ

#### મરાઠી ચાલની સાખી

યોગયુક્ત થયેલા પુરૂષો સહુ, જે જે કાર્યો પોતે કરતા,
ઇંદ્રિયો સહુ સહુનાં કર્મો કરે છે, તેવું સદા તે સમજતા,
હું કાંઈ કરતો નથી તેમ જાણે મનથી. હું૦

**શ્રી ભગવાન કહે—**

#### ગજલ

બ્રહ્મજ્ઞાન પ્રગટ થાતાં, અકર્તા તે બની જાયે,
દેહનું ભાન ભૂલી જાતાં, અકર્તા તે બની જાયે. બ્રહ્મ૦
મારૂં તારૂં નવ રહેતાં, રાગ દ્વેષ દુર થાય,
અભિમાન છોડી દેતાં, અકર્તા તે બની જાયે. બ્રહ્મ૦
શરીર હોવા છતાં પણ, યોગ આત્માથી તે કરતો,
નિર્ગુણ બ્રહ્મ ગુણો ધરતો, અકર્તા તે બની જાયે. બ્રહ્મ૦
સર્વે માનવની પેઠે, સદા દેહધારી દેખાએ,
જગતના વહેવારો કરતો, અકર્તા તે બની જાયે. બ્રહ્મ૦
નેત્રથી જોતો તે પોતે, કર્ણથી સાંભળતો જાયે,
દેહાધ્યાસ છોડી દેતાં, અકર્તા તે બની જાયે. બ્રહ્મ૦

નાશીકાથી સુગંધ લેતો, સ્પર્શ દેહથી કરતો,
દ્રષ્ટા થઇને સદા રમતો, અકર્તા તે બની જાયે. બ્રહ્મ૦
સમયસર વચન બોલે, નિતનિત ભોજન જમતો,
ભૂતો સહુનું પોષણ કરતો, અકર્તા તે બની જાયે. બ્રહ્મ૦
કોઇને દાન તે દેતો, કોઇનો દંડ તે લેતો,
રાજનું તાજ શીર ધરતો, અકર્તા તે બની જાયે. બ્રહ્મ૦
ઘડીમાં નિંદ્રા સે લેતો, ઘડીમાં ઇચ્છાથી ફરતો,
પલકમાં મસ્ત થૈ રમતો, અકર્તા તે બની જાયે. બ્રહ્મ૦
શ્વાસોશ્વાસ ક્રિયા કરતો, શુભાશુભથી નવ ડરતો,
ઘડીમાં ઘેલો થઈ ભમતો, અકર્તા તે બની જાયે. બ્રહ્મ૦
ઇંદ્રિયોના સહુ ધર્મો, ભલે તે તે સદા કરતી,
પોતે સાક્ષી રૂપે રહેતાં, અકર્તા તે બની જાયે. બ્રહ્મ૦
સર્વે ક્રિયાઓ સૌ કરતો, પોતાને કૃત્યકૃત્ય માને,
સ્વયં સ્વસ્વરૂપ નિરખતો, અકર્તા તે બની જાયે. બ્રહ્મ૦
કહે પ્રેમી આત્માનો પ્યારો, સ્યામ સ્વરૂપમાં ઠરતો,
બ્રહ્મ જાગ્રત થઇ જાતાં, અકર્તા તે બની જાયે. બ્રહ્મ૦

### સાખી

અકર્તા પૂરો બને, સુક્ષમ રહે સદાય,
સુક્ષમથી સુક્ષમ જાણતાં, અક્ષર બની જાય. ૧
અક્ષર, અક્ષર સૌ કહે, અક્ષરની જાણે ન ગંધ,
ક્ષર અંક્ષરની વાતો કરી, ભોળવે ભોળા જન. ૨
ભોળાજનને નાખતો, માયા કેરા પાસ,
ધન હરણ કારણે, બતાવે અક્ષર વાસ. ૩

નામ રૂપાત્મક જે કહે, અક્ષર નવ ગણાય,
અનંત કોટી બ્રહ્માંડો, જેના માંહી સમાય. ૪
અક્ષરને જે ઓળખે, મીટે સહુ જંજાળ,
બ્રહ્મ જાગૃતિ થતાં મળે, અવતારીનો અવતાર.× ૫
અવતારનો અવતારી, સ્વયં સહજાનંદ શ્યામ.
અણુ અણુ રમી રહ્યો, ઘટઘટ આતમરામ. ૬
નાણાં ખરચે નવ મળે, શોધે ન આવે હાથ,
પીંડ બ્રહ્માંડ રમી રહ્યો, પળ પળ તારી સાથ. ૭
સહજમાં સહજાનંદ, શોધો હૃદય મોઝાર,
સાક્ષાત્કાર કર્યા વીના છૂટે નહિ સંસાર. ૮

**ब्रह्मण्याधायकर्माणिसंगंत्यक्त्वाकरोतियः ।**
**लिप्यते न स पापेन पद्मपत्रमिवांभसा ॥१०॥**

સંગનો ત્યાગ કરીને અને બ્રહ્મને અર્પણ કરીને જે મનુષ્ય કર્મ કરે છે, તેને કમળપત્રને જેમ પાણી અડકતું નથી તેમ પાપ લાગતાં નથી.

**શ્રી ભગવાન કહે— સંગીતાર્થ-**

મરાઠી ચાલની સાખી

જે માનવ ફળની ઇચ્છા ત્યાગીને સહું ક્રિયા બ્રહ્માર્પણ કરે છે,
આત્મશુદ્ધિ માટે કર્મો કરી કરી, ફલાશક્તિ છોડીને ફરે છે.
મન બુદ્ધિ પર, જાણે પોતાનું ઘર, ... ... ...મન૦

---

× આત્મસ્વરૂપ.

હૃદય માંહી પરમાત્માને ઓળખી શાન્તિરસ આપે પીતો;
અમરજ્યોનિમાં તે આનંદ કરતો, કર્તાપણુ છોડી દેતો.
રહે મસ્ત સદા, છોડી સૌ આપદા.... ... ...રહે

( લટકારો લાલો જેને ભેટીયોરે એ રાગ )

કર્મો કરતાં અભાવ જેને થઈ ગયો રે,
તે તો માયાના પાસથી દુર રહ્યો રે......કર્મો૦
કર્મો કરતાં બુદ્ધિમાં નવ ધરે રે,
મન માંહી હું તું તે નવ સ્ફુરે રે......કર્મો૦
બાળ સમ વેપાર તે તો આદરે રે.
લાભ કલાભ રહે નહિ અંતરે રે,......કર્મો૦
કામનાના અંકુર નવ ઉઠતા રે;
રાગ દ્વેષ તેનાથી બધા તુટતારે.......કર્મો૦
દેહ કેરા વેપાર અનિત આદરે રે,
મન બુદ્ધિથી તે નિર્બંધ રહે રે......કર્મો૦
સ્વપ્ને વિચાર માયાના નવ રાખતો રે,
નિત નિત અમૃતરસ ચાખતો રે......કર્મો૦
પંચ તત્ત્વના શરીરમાં ફસે નહિ રે,
પૂર્ણાનંદ ભોગવે હૃદય મહિં રે......કર્મો૦
ચમત્કાર આત્માનો પૂરો જાણતો રે;
બ્રહ્મ ટાળી અભય સુખ માણતો રે......કર્મો૦
ઇંદ્રિયોના વહેવારો સૌ માણતો રે;
વિવેક રાખી અભિમાન ત્યાગતોરે......કર્મો૦

મન બુદ્ધિનાં કર્મો સૌ માનતોરે;
સાક્ષીરૂપે રહી યોગી પૂરો બનતો રે.......કર્મો૦
કાળ કર્મ માયા જેને નવ ગ્રહે રે;
વિદેહ મુક્ત સદા તે તો રહે છે રે.......કર્મો૦
બ્રહ્મનિષ્ટનાં ચિન્હ તે જાણજો રે;
સ્વયં આત્મા કેરાં સુખ માણજોરે......કર્મો૦
પ્રેમી આત્માના સ્વામી બોલીયા રે:
તેના હૃદયના પડદા ખોલીયા રે......કર્મો૦

સાખી

ભાવનાઓ સર્વે તજી, કર્મો કરે સદાય,
તેવા સુભાગી સંત જન, માયામાં નવ ફસાય. ૧
એવા મુક્તજન સહુ, મન બુદ્ધિથી રહે બહાર,
દેહમાં રહેતો સદા, છોડી દે અહંકાર. ૨
અહંકાર છૂટી જતાં, ભોગવતો સંસાર,
કાષ્ટ બળી જતાં તદા, સ્વયં રહે અંગાર. ૩
તત્ત્વમસી જાણીને, સમજે તત્વસાર,
મન, વાણી પહોંચે નહિ, વેદ ન પામ્યા પાર. ૪
વેદ ભેદ ન સમજતાં, કરે તત્ત્વ વિચાર,
શાન્તીરસ મેં પીરસ્યો, પીતાં નવ કર વાર. ૫
અમૃત સાગર ઉલટે, જો અમૃત બની જાય,
જગતને દેખે નહિ, કૃષ્ણ કૃષ્ણ દેખાય. ૬
કૃષ્ણ કૃષ્ણ સૌ દેખતાં, અમરરૂપ બની જાય,
હું તું તે સૌ છૂટતાં, મારા માંહી સમાય. ૭

**कायेन मनसाबुद्धया केवलैरिंद्रियैरपि ।**
**योगिनः कर्मकुर्वंतिसंगंत्यक्त्वात्मशुद्धये ॥११॥**

મમતાને ત્યાગ કરી માત્ર આત્માની શુદ્ધિ નેજ અર્થે એકલાં શરીરથી, મનથી, બુદ્ધિથી અને ઇંદ્રિયોથી યોગીએ કર્મ કરે છે.

### સંગીતાર્થ

#### મરાઠી ચાલની સાખી

જે મનુષ્ય ફળની ઇચ્છા ત્યાગી, કર્મો બ્રહ્માર્પણ કરે છે,
તે કમળપત્ર પેઠે લેપાતો નથી, સદા નિર્લેપ રહે છે.
પાપોથી કદી તે, લેપાતો નથી. ... ... પાપોથી૦

#### ગીતી

પોતપોતાનું કાર્ય, નિતનિત ઇંદ્રિયો કરતી જાયે,
દ્રષ્ટા રૂપે રહેતાં, તેમાં તે પુરૂષ નવ લેપાયે.

#### સાખી

દીપકના પ્રકાશથી, કાર્ય સઘળાં થાય,
દીપકને બંધન નથી, તેમ રહે જ્ઞાની સદાય. ૧

જળમાં કમળપત્ર રહે, જળથી નવ ભીંજાય,
તેમ સંસારમાં સદા, જ્ઞાની નવ લેપાય. ૨

સહુ કર્મો કરવા થકી, તે તો નવ બંધાય,
સાક્ષી રૂપે રહેતાં સદા, અક્ષરમાં સમાય. ૩

**युक्तः कर्मफलंत्यक्त्वाशांतिमाप्नोतिनैष्ठिकीम् ।**
**अयुक्तः कामकारेण फले सक्तो निबध्यते ॥१२॥**

યોગી કર્મના ફળનો ત્યાગ કરતાં સદાની શાંતિ એટલે મોક્ષ પામે છે, ને યોગરહિત મનુષ્ય ફળની આશાથી કર્મ કરતાં બંધનમાં પડે છે.

### સંગીતાર્થ

#### મરાઠી ચાલની સાખી

આત્મનિષ્ટ પુરૂષ કર્મફળ ત્યાગી, ચિત્ત શાન્ત કરે છે,
અજ્ઞાનીજન ફળની આશા રાખી, પૂર્ણ બંધનમાં પડે છે.
તરે નહિ સંસાર, રમે ગર્ભ મોઝાર. તરે૦

#### ગીતી

આત્મજ્ઞાની પોતે કહી, આશક્તિ માંહી નવ પડતા,
શાન્તીની માળા પહેરી, બ્રહ્મ શીખરેપૂર્ણ પોતે ચઢતા.

#### સાખી

બ્રહ્મ શીખર પર જૈ વસે, બ્રહ્માનંદ રસ પાય,
સૌથી ન્યારો તે રહી, નિરણુ* મુક્ત બની જાય. ૧
બ્રહ્મરસ પીએ નવ બીએ, સ્વકર્મો કરે સદાય,
સંસારથી ન્યારો રહી, મન માયાને જીતી જાય. ૨
અજ્ઞાની ઉંધા વળી ફળના ખીલે બંધાય,
નીચે ઉંચે તે તો ચઢે, ચાર ખાણી અથડાય. ૩

---

* માયાનું રૂણ જેને માથે નથી રહેતું તેવા મુક્ત.

**सर्वकर्माणि मनसा संन्यस्यास्ते सुखं वशी ।**
**नवद्वारे पुरे देही नैव कुर्वन्न कारयन् ॥१३॥**

જેની સર્વ ઇંદ્રિયો વશ છે એવા યોગીનો આત્મા બધાં કર્મનો મનથી ત્યાગ કરીને, નવ દરવાજાવાળા દેહરૂપી નગરમાં નિરાંતે રહે છે અને કંઇ કરતો નથી તેમ કરાવતો પણ નથી.

શ્રી ભગવાન કહે— સંગીતાર્થ

મરાઠી ચાલની સાખી

સર્વે કર્મોનો મનથી ત્યાગ કરી, દેહદેવળમાં રહે છે,
પરમાર્થ કારણુ સૌ કાર્ય કરતો, પૂર્ણાનંદ ભોગવે છે.
એવા જ્ઞાનીયુક્ત, સદા રહે મુક્ત. ... ... ... એવા૦

ગજલ

દેહનો અભાવ કરતાં, કર્મફળ બળી જાયે,
પૂર્ણાનંદી પૂરો બનતો, કર્મફળ બળી જાયે. દેહ૦
દેહદેવળની માંહી, સદા એ પ્રેમથી રહેતો,
સચ્ચિદાનંદ સમજતાં, કર્મફળ બળી જાયે. દેહ૦
દેખાએ સર્વના જેવો, મન છે સર્વથી ન્યારૂ,
સર્વમાં આત્મભાવ ધરતાં, કર્મફળ બળી જાયે. દેહ૦
કર્મો કરતો સદા તે તો, કર્મોનો ભાવ નવ ધરતો,
પુરૂષોત્તમ બ્રહ્મ પ્રગટ થાતાં કર્મ ફળ બળી જાયે. દેહ૦

તેથી સામર્થ્ય વધી જાતાં, દિવ્ય દ્રષ્ટિ તેની થાએ,
સૃષ્ટિ સુખમય બનતાં કર્મ ફળ બળી જાયે. દેહ૦
સહુ વચન સર્વેને પ્યારાં, તેહનાં બોધ રૂપ લાગે,
પ્રતિષ્ટા આત્મની થાતાં, કર્મ ફળ બળી જાયે. દેહ૦
નવદ્વાર નગરમાં રહેતો, સદા તે નિર્લેપ બનતો,
અભિમાન નવ ધરતો, કર્મ ફળ બળી જાયે. દેહ૦
કર્મો કરતાં તે નિષ્કર્મિ, કૃષ્ણ કહે તે તો કહેવાયે,
પ્રેમી આત્માને ઓળખતો, કર્મફળ બળી જાયે. દેહ૦

સાખી

પ્રેમી આત્માને ઓળખે, પ્રેમપાત્ર બની જાય,
સચરાચરમાં શ્યામનો, પાલવ પળમાં સ્હાય. ૧
પાલવ પકડે શ્યામનો, આપોઆપ ઓળખાય,
જીવપણું ટળી જતાં, શીવ સ્વરૂપે થાય. ૨

**न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः।**
**न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥१४॥**

સૃષ્ટિકર્તા પ્રભુ લોકમાં કર્તાપણું કર્મ તથા કર્મ અને ફળનો સંયોગ એમાનું કાંઇ ઉત્પન્ન કરતો નથી એ સર્વ કુદરતથી થાય છે.

શ્રી ભગવાન કહે— સંગીતાર્થ

મરાઠી ચાલની સાખી

કર્મો કર્તા ફળનો સંબંધ મનમાં, ઇશ્વરને નવ લગાર,
જગતના ખેલ સહુ માયાના જાણજે, નક્કી કુન્તી કુમાર.
ઉત્પન્ન લય થાયે, સર્વે દેખાય. ઉત્પન્ન૦

ગઝલ

અકર્તા તે સદા રહેતાં ઇશ્વર કર્તા કહેવાયે
માયાના ખેલ સહુ બનતાં ઇશ્વરકર્તા કહેવાયે;
માયાનો લેશ નહિ જેમાં માયાનો ત્યાગ નહિ તેમાં,
જગત માયાથી થૈ જાતાં, ઇશ્વર કર્તા કહેવાયે. અકર્તા૦
કર્મો કરવા છતાં તે તો હરી રહે ઉદાશીન
સદા નિર્લેપતે રહેતાં ઇશ્વર કર્તા કહેવાયે. અકર્તા૦
કર્મોના સ્વાર્થને તજતાં યોગનિંદ્રા મહીં સુતો;
એવો નિસક્રીય નિષ્કામી ઇશ્વર કર્તા કહેવાયે. અકર્તા૦
પૃથ્વી પાણી પવન અગ્નિ આકાસ ઉત્પન્ન કરતો.
સચ્ચિદાનંદ સ્વરૂપ પોતે ઇશ્વર કર્તા કહેવાયે. અકર્તા૦
ઘટઘટ નટવર નાચે કીટ તે બ્રહ્મા સુધીમાં.
આલીંગ જે નિરાલંબી ઇશ્વર કર્તા કહેવાયે. અકર્તા૦
પૃથ્વીથી મોટામાં મોટો અગ્નિથી ઉષ્ણ સદાયે;
પાણીથી પાતળો છતાં ઇશ્વર કર્તા કહેવાયે. અકર્તા૦
પવનથી પહેલો પ્યારો નભથી સુક્ષમ ગણાયે;
સુક્ષમથી સુક્ષમ છતાં ઇશ્વર કર્તા કહેવાયે. અકર્તા૦
સુક્ષમને જાણજે પ્યારા પ્રેમથી પાન્ડુના બાળ;
પ્રેમી પુરો પ્રેમી આત્માનો ઇશ્વર કર્તા કહેવાયે. અકર્તા૦

સાખી

પ્રેમી પુરો પોતે બને પૂર્ણ પ્રેમને નિરખે.
પૂર્ણાનંદ પ્રગટ થતાં સ્વસ્વરૂપને જે ઓળખે. ૧
સ્વરૂપાનંદ સાક્ષી સદા શીવસ્વયં કહેવાય;
નિરખતાં નવધા મળે, જીવ સ્વરૂપ સમજાય. ૨

**ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः ।**
**तेषामादित्यवज्ज्ञानं प्रकाशयति तत्परम् ॥१६॥**

આત્માના જ્ઞાનથી જેનું અજ્ઞાન નાશ પામ્યું છે તેનામાં તે જ્ઞાન સુર્યની પેઠે પરમાત્માનો પ્રકાશ કરે છે.

### સંગીતાર્થ

#### મરાઠી ચાલની સાખી

જેમનું અજ્ઞાન આત્મજ્ઞાન વડે, સર્વે નષ્ટ થઇ જાય,
તે પુરૂષનું સૂર્ય સમાન ઉજ્વળ જ્ઞાન, પ્રકાશ પળમાં થાય.
પરબ્રહ્મ ઓળખાય, જડ ચેતન સમજાય. ... ... ૫૨૦

( મુખડાની માયા લાગી રે–એ રાગ. )

અજ્ઞાન જો ટળી જાયરે, પરબ્રહ્મ મળે અજ્ઞાન ટળી જાયરે,
અજ્ઞાન જો ટળી જાય, શોક મોહ નાશ થાય,
પૂર્ણાનંદ રસ પાય રે, પરબ્રહ્મ મળે. અ૦
ભ્રાંતી તિમીર નાસે, જ્ઞાન તો પૂર્ણ પ્રકાસે,
અકર્તા ઇશ ઓળખાશે રે, પરબ્રહ્મ મળે. અ૦
પોતાને અકર્તા જાણે, માયાને કર્તા જાણે,
અભિમાન નવ આણે રે, પરબ્રહ્મ મળે. અ૦
ચિત્તમાં પ્રગટે વિવેક, બને અનેકનો એક,
સત્ય કેરો રાખે ટેક રે, પરબ્રહ્મ મળે. અ૦
સૂર્યનો પ્રકાશ થાયે, સર્વેથી અંધકાળ જાયે,
ભેદાભેદ ભાગી જાયે રે, પરબ્રહ્મ મળે. અ૦

સકળમાં સત્ય રૂપ, દેખે ત્રિલોકનો ભૂપ,
સમજે અક્ષર સ્વરૂપ રે, પરબ્રહ્મ મળે. આ૦
કહે કૃષ્ણ સાંભળ પાર્થ, છોડી દે સર્વે સ્વાર્થ,
કરી લે તું પરમાર્થ રે, પરબ્રહ્મ મળે. આ૦
લોકહિત કર્મો થાએ, પાપ પુન્ય બળી જાએ,
પ્રેમી આત્મા ઓળખાએ રે, પરબ્રહ્મ મળે. આ૦

સાખી

પ્રેમી આત્માને ઓળખે, પાપ પુન્ય બળી જાય,
વિવેકનો ઉદય થતાં, અજ્ઞાન દુર થાય. ૧
મુક્ત આપે થૈ જતાં, જગત મુક્ત જણાય,
અકર્તા પોતે રહી, તરત છૂટો થઇ જાય. ૨
ગોફણથી ગોળો છૂટે, તેમ છૂટે તતકાળ,
ધ્યાન ચક્કરે ચઢી જતાં, થઈ જાય એકાકાર. ૩
એકાકાર થઇ જતાં, ટળે તે તું ને હું,
જીવભાવ તૂટતાં, સમજે શીવ છું હું. ૪
જીવ વીના શીવ નહિ, શીવ વીના નહિ જીવ,
આપે એકતા પામતાં, રહે શીવનો શીવ. ૫
હુંકારને અળગો કરે, શીવ સ્વયં દેખાય,
શીવ શીવ શીવ રહે, જીવપણું દુર થાય. ૬

મંત્ર

नमः शीवाय ॐ, नमः शीवाय,
प्रेमथी बोल, नमः शीवाय.

**तद्बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायणाः ।**
**गच्छन्त्यपुनरावृत्तिं ज्ञाननिर्धूतकल्मषाः ॥१७॥**

ઇશ્વરમાંજ જેની બુદ્ધિ છે, તેનેજ જે પોતાનો આત્મા માને છે, તેનામાંજ જે ચિત્ત ગોઠવે છે, તેનાજ ઉપર જે આધાર રાખે છે અને જ્ઞાનથી જેનાં સઘળાં પાપ ધોવાઈ ગયાં છે એવા જ્ઞાનીઓ એવા પદને પામે છે કે જ્યાંથી અહીં પાછું આવવું પડતું નથી.

**શ્રી ભગવાન કહે—** સંગીતાર્થ

**આશાડી ચાલની સાખી**

પરબ્રહ્મને પોતાનો આત્મા માની, તેમાં સદાયે રમે છે.
તે સ્વયં સ્વરૂપમાં નિષ્ટા રાખીને, તત્પરાયણ થઈ ભમે છે,
અગ્નિ રૂપે બને, ફિરીવ નવ ચઢે ... ... અગ્નિ૦
મારા સ્વરૂપનું શરણુ લેઇને જે સદાયે ફરતો,
સંસારમાં તે સરસો રહીને, વિદેહ મુક્ત થઇ તરતો,
મુજ સ્વરૂપમાં મળે, જેમ સરિતા સાગરમાં ભળે. ... મુજ૦

**ગુજલ**

સનાતન સ્વરૂપ સમજે સમદર્શિ બની જાએ
ઘટ ઘટ આત્માને નિરખે સમદર્શિ બની જાએ.
જેની બુદ્ધિ સ્થિર થઇ છે, પોતાને બ્રહ્મરૂપ માની,
દિન રાત અવિકારી રે'તાં સમદર્શિ બની જાએ. સનાતન૦
બ્રહ્માધાર સુરતા નવ છોડે, સર્વાત્મમાં મન જોડે;
માયીક ઇચ્છાઓને તોડે, સમદર્શિ બની જાએ. સનાતન૦

મન બુદ્ધિથી તે ન્યારો, સદાયે શાન્તથી રહેતો,
પાપ પુન્ય શીર નવ લેતો, સમદર્શિ બની જાએ. સનાતન૦
જ્ઞાનનો ઉદય થઇ જતાં અભિમાન અવિદ્યા નાસે,
હૃદય વિવેક પ્રગટાતાં સમદર્શિ બની જાએ. સનાતન૦
હાની કે લાભ નહિ જેને, દરિદ્રતા નહિ તેને,
સદા અમૃત રસ પીતો, સમદર્શિ બની જાએ. સનાતન૦
ઘટ ઘટ ગોવિંદ જોતો, અદ્દૈત ભાવ પ્રગટ થાયે;
ભેદાભેદ દુર થૈ જાતાં, સમદર્શિ બની જાયે. સનાતન૦
કહે પ્રેમી આત્મનો પ્યારો, કૃષ્ણ, કૃષ્ણ, કૃષ્ણ કહેતાં,
જગત જંગલ સમ જોતો, સમદર્શિ બની જાએ. સનાતન૦

સાખી

જંગલ સમ જગ દેખતાં, ધરે મન વૈરાગ્ય,
પાનખર ઋતુ સમજતાં, તેનાં ઉઘડયાં ભાગ્ય. ૧

ભાગ્ય ઉઘડે પળ મહીં, કૃષ્ણ સ્વયં દેખાય,
અમૃત પાન કરતો સદા, માયાથી તરી જાય. ૨

સૂર્ય, જેમ સ્વપ્ન મહીં, જુએ નહિ અંધકાર,
અમૃત પીતાં મૃત્યુની. બીક ન રહે લગાર. ૩

કાળ બિચારો શું કરે, જ્યાં બન્યો કાળનો કાળ;
પ્રેમી આત્માનો પ્રભુ કહે, ટળી જાય જંજાળ. ૪

( મારગ ન્યારો છે મોક્ષનો રે–એ રાગ )

અભિમાન, અવિદ્યા ટળે નહિ રે,
ત્યાં સુધી, અજ્ઞાની અથડાય, હો લાલ. અભિમાન.

રાસભ, આળોટે નિત્ય રાખમાં રે,
ભભુત લગાવે આખા અંગ, હો લાલ. અભિમાન.

જુગતે, ઝટા વધારે વડલો રે,
પવનથી પળમાં પડી તે જાય, હો લાલ. અભિમાન.

પહેલવાન, ડંડવત ઘણા પીલતા રે,
ધરી ધરી કાયાનું ગુમાન, હો લાલ. અભિમાન.
ઇંદ્રિ છેદન કરે બહુ ફાતડા રે,
લિંગે કડી પહેરે શું થાય, હો લાલ. અભિમાન.
ખાખી બની ખટરસ ત્યાગતો રે,
તો પણ ક્રોધ તણો નહિ પાર, હો લાલ. અભિમાન.
ખટરસ ખાઈ સાધુ ખુશી થતા રે,
પુરણ કામાગ્નિથી પીડાય હો લાલ. અભિમાન.
રામ રામ મુખે નિતે બોલતો રે,
દેહાભ્યાસ છુટયા વિના સૌ સુન્ય, હો લાલ. અભિમાન.
વાંચે વેદ વિશ્વ કેરી મહીરે,
તો પણ જડે નહિ તેનો ભેદ, હો લાલ. અભિમાન.

આશ્રમ અનેક ધરે શું થાય છે રે,
આચરણ સુધર્યાં વિના સૌ ભૂલ, હો લાલ. અભિમાન.
કવી થૈ કૌતક લખતો તું ઘણું રે,
સમજી શબ્દ શબ્દનો સાર, હો લાલ. અભિમાન.
પુરણ ઋષિરાય પ્રતાપથી રે,
સકરા હૃદય આનંદ અપાર, હો લાલ. અભિમાન.

विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः ॥१८॥

વિદ્યા તથા વિનયવાળો બ્રાહ્મણ, ગાય, હાથી શ્વાન અને ચાંડળ એ સર્વને જ્ઞાનીઓ સમદ્રષ્ટિથી જુએ છે.

શ્રી ભગવાન કહે— સંગીતાર્થ

મરાઠી ચાલની સાખી

જ્ઞાતા બનેલો આત્મનિષ્ટ નર, સર્વ આત્મભાવે જોતો,
બ્રાહ્મણ ગાય શ્વાન ચાંડાલમાં, બ્રહ્મસ્વરૂપ નિરખતો,
ભેદ ભાવ નવ માને, સ્વસ્વ રૂપે જાણે. ... ... ભેદ૦

(જાકે શીરપે સરજનહાર, ઓઇ નરકશે ક્યું ડરેરે—એ રાગ.)

જાકુ હુવા, બ્રહ્મજ્ઞાન, ઓઇ નર, નક્કી તરે રે;
આત્મજ્ઞાન વીનાના નર તે, ભટકાઇને મરે રે. જાકુ.
કીડી, [1]કુંજર, [2]કુંતલ, કાગમાં, [3]વનચર, [4]લંબકરણ કે વાઘમાં,
[5]વરાહ, [6]વાતાયું, [7]કલાધરમાં, બ્રહ્મ સદા નિરખી ફરે રે. જાકુ.
હિંદુ, મુસ્લીમ, ખ્રિસ્તી, પાર્સિમાં, પુત્ર, પત્નિ કે બેન ભાઇમાં,
અંત્યજ, પાપી કે, વિપ્ર, નાઇમાં, આત્મભાવ મનમાં ધરે રે. જાકુ.
ગંગા જુમના પ્રયાગ નાહે, કાશી, કેદાર, હરદ્વાર સિધાયે,
તિરથ ફરે અનેકો સદાયે, મોહ તેનો નવ કરે રે. જાકુ.
જ્ઞાનગંગામાં નિતનિત નાહે, કૃષ્ણ, કૃષ્ણ, કૃષ્ણ દેખાએ,
દ્વૈતાદ્વૈત છુટી જાએ, દુઃખ સઘળાં દુર રહે રે જાકુ.

---

૧ હાથી, ૨ ઘોડો, ૩ વાંદરો, ૪ ગધેડો, ૫ ભુંડ, ૬ હરણ, ૭ મોર.

ચૈતન, એક નિરખે જળ સ્થળમાં, ઉત્પન્ન, લય જોતો માયામાં;
અનેકો રંગ જેમ થાય વાદળમાં, તેવું સમજી ન્યારો રહે રે. જાકુ.
પ્રેમી આત્માનો, કહે પ્યારો, તેનો થાય સફળ જન્મારો,
શીવોહં, શીવોહં થઈ રમનારો, કાળ કર્મથી નવ ડરે રે. જાકુ.

સાખી

જગતને દેખે નહિ, સ્વપ્ને, ન રહે રાગ,
ભેદ ભાવ તૂટી જતાં પ્રગટ થાય વૈરાગ. ૧
વૈરાગ પ્રગટે પલકમાં, અમરજ્યોતિ ઓળખાય,
ઘટ પટ, મઠને સમજતાં, સ્વસ્વરૂપ દેખાય, ૨

(કોઇ મને કૃષ્ણ બતાવો રે એ રાગ)

જોઇ લેને પુરણ બ્રહ્મ રે, કાયાગઢમાં,
હાં રે, કાયાગઢમાં, હાં રે, દેહનગરમાં... ... જોઇ.
સકળ સૃષ્ટિમાં વ્યાપી રહ્યો છે,
ઝાડ પહાડ પવનમાં રે, કાયાગઢમાં. જોઇ.
આદ્ય અનાદી એક હરી છે,
ચેતન રૂપે સબનમાં રે, કાયાગઢમાં. જોઇ.
પંચ ભૂતનાં પુતળાં સૌ જાણો,
એકોહં બહુ સ્યામ અક્ષરમાંરે, કાયાગઢમાં. જોઈ.
અક્ષર, અચળ, સાક્ષી રૂપે છે,
ઉત્પત્તિ લય છે ક્ષરમાં રે, કાયાગઢમાં. જોઇ.
નિર્લેપ, નિર્ગુણ, નિષ્કામી શામ છે,
ન દહતો તે પાવકમાં રે, કાયાગઢમાં. જોઇ.

સકળ જગતથી ન્યારો છે નટવર,
છેદાય નહિ સઃસ્ત્રનમાં રે, કાયાગઢમા. જોઇ.
કોટી બ્રહ્માંડો ઉત્પન્ન, લય કરતો,
તોય સદા રહે આનંદમાંરે, કાયાગઢમાં. જોઈ.
આનંદ સ્વભાવે સત્ય રૂપ સમરો,
સકરાદાસ, હૃદયમાં રે, કાયાગઢમાં. જોઈ.

**સાખી**

સતરૂપ સમરણ કરો, નિત નિત હૃદય મોઝાર.
કાળી નાગ પર નાચી રહ્યો, નટવર પળપળ વાર. ૧
વેણું નાદ કરતો સદા, મોરલીધર મોરાર,
ઘટ, પટ, નટવર નિરખતાં, થઇ જાય તદાકાર. ૨

**इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः ।**
**निर्दोषं हि समं ब्रह्म तस्माद्ब्रह्मणि ते स्थिताः॥१९॥**

જેઓનું મન સમતાવાળું થયું છે તેઓએ આ સંસારમાં સર્વ જીતી લીધું છે, સમતાવાળું બ્રહ્મ કંઇ પણ દોષ વિનાનું છે માટે એવા જ્ઞાનીઓ બ્રહ્મમાં રહેલા છે.

**શ્રી ભગવાન કહે—** **સંગીતાર્થ**

સમત્વમાં સ્થિત થયું છે મન જેનું તે જન્મમણને તરે છે,
બ્રહ્મદોષ રહિત સ્થિર હોવાથી, બ્રહ્મમાં સ્થિત બને છે.
બ્રહ્મનાદમાં નાચે, માયામાં નવ રાચે ... ... બ્રહ્મ૦

## ગઝલ

સમદ્રષ્ટિ સદા કરતાં, અદ્વૈત બ્રહ્મ બની જાયે.
નિરંતર આત્મ નિરખતાં, અદ્વૈત બ્રહ્મ બની જાયે,
ભલે ગ્રહસ્થાશ્રમમાં રે'તો, ઇંદ્રિને દંડ નવ દેતો;
વાસના રહીત થૈ ફરતો, અદ્વૈત બ્રહ્મ બની જાયે. સમ૦

અનુભવ અકર્તાનું લેતો, સદા વહેવારમાં રમતો;
અજ્ઞાન ત્યાગ તે કરતો, અદ્વૈત બ્રહ્મ બની જાયે. સમ૦

પંચભુત સર્વમાં રહેતાં, લોકોથી નવ દેખાયે;
જ્ઞાની તેમ નવ ઓળખાતાં, અદ્વૈત બ્રહ્મ બની જાયે. સમ૦

પવનથી પાણીના તોરંગ, ઘણા ઉછળતા લાગે;
દેહી છતાં વિદેહ બનતાં, અદ્વૈત બ્રહ્મ બની જાયે. સમ૦

શરીરધારી હોવા છતાં, માયાનો અભાવ કરતો;
અસંગ રૂપ ઓળખાતાં; અદ્વૈત બ્રહ્મ બની જાએ. સમ૦

ભલે જંગલમાં ભમતો, ભલે તે તાજ શીર ધરતો;
સ્વયં સાક્ષાત્કાર રહે તો અદ્વૈત બ્રહ્મ ભની જાયે. સમ૦

કહે પ્રેમી આત્મનો પ્યારો, ચરાચર મુને સમજતાં;
સદા અમૃત રસ પીતો, અદ્વૈત બ્રહ્મ બની જાએ. સમ૦

## સાખી

જગતમાં રમતો સદા; જગથી ન્યારો તેહ;
બની જગતનો આતમા, દેહી છતાં બને વિદેહ. ૧
અભય સ્વરૂપ ઓળખી અભય બની જાય;
સોહં સોહં સમજતાં, આપે સોહં થાય. ૨

૧

સો બ્રહ્મનાદ ગાજે, સો બ્રહ્મનાદ ગાજે;
રૂડો રાસ રચ્યો છે બ્રહ્માંડમાં. સો૦
અનેક રૂપે ખેલીએ, અનંતકોટી ખંડમાં,
દાનવ, માનવ કીટ, બ્રહ્મા પતંગમાં. સો૦
સ્વયં સ્વરૂપ મારી રમત, છે બ્રહ્મમાં;
ચૈતન વીના ન હસે આવીયે નજરમાં. સો૦
જુદા જુદા ઘાટ રૂપે વસું ચૌદ લોકમાં;
તત્વદર્શિ તે સમજે, આત્મ સ્વરૂપમાં. સો૦
નિજાનંદથી રમીએ હમે આનંદમાં,
સત સ્વરૂપ વીના, રહીએ હમે શુન્યમાં. સો૦

૨

સોહં બ્રહ્મને જાણો, મારા સંતોભાઈ, સોહં બ્રહ્મને જાણો રે—હે જી.
અણુ અણુમાં સમાણો, મારા સંતોભાઈ સોહં૦
દૈત કુળમાં પ્રહલ્લાદે ઓળખ્યો, બ્રહ્મ સઘળે માન્યો રે—હે જી.
ઘટઘટ તો રામ રમત હય, હિરણ્યકંસ શું વખાણ્યો,
મારા સંતોભાઇ સોહં બ્રહ્મને જાણો.

દૈત કહે આ સ્થંભમાં ન દેખું, કયાં એ તુજ અવિનાશી રે,—હે જી.
સ્થંભ માંહીથી પ્રગટ થયા રે ભાઇ, નરસિંહ રૂપે વખાણો, મારા૦
બહાર–ભીતર ઓહી રમત હય, બ્રહ્મ ભ્રમણા નાખો ભાગી રે—હે જી.
સંસાર આખો સોહીમાં સમત હૈ, જ્ઞાનથી નવ રહે છાનો, મારા૦
જ્ઞાન અધિક રાખો ઘટ ભીતર, શોધે નહિ નહિ સમજાએ રે—હે જી.
સકરાદાસ મૃગ પાસે કસ્તુરી, સુરતા વીના ભટકાણો; મારા સંતો૦

**न प्रहृष्येत्प्रियंप्राप्यनोद्विजेत्प्राप्यचाप्रियम् ॥**
**स्थिरबुद्धिरसंमूढोब्रह्मविद्ब्रह्मणिस्थितः ॥२०॥**

વ્હાલી વસ્તુ મળવાથી જેને હર્ષ થતો નથી તેમજ અણગમતી વસ્તુથી જેને શોક નથી, જેની બુદ્ધિ સ્થિર છે, જેણે મોહનો નાશ કર્યો છે એવો બ્રહ્મજ્ઞાની બ્રહ્મમાંજ રહેલો છે.

**શ્રી ભગવાન કહે છે— સંગીતાર્થ**

**મરાઠી ચાલની સાખી**

અજ્ઞાન જેનું નષ્ટ થાય તેની, બુદ્ધિ સ્થિર થઈ જાય,
તેવા સ્થિત પ્રજ્ઞ પુરૂષને વિસમભાવ કોઇ કાલે ન થાય;
સુખ દુઃખ સમ જાણે, વિક્ષેપ નવ આણે. ... ... સુખ૦

**ગીતી**

મૃગજળના પુરથી, કદી પર્વતો તણાઇ નવ જાય,
પ્રિય અપ્રિય થવાથી. સમદષ્ટિવાળાનું હૃદય ન ડુભાય.

**સાખી**

હૃદયમાં આનંદ સદા, નવ નવો ઉત્પન્ન થાય;
હાની લાભ થતાં કદી, મનમાં નવ પસ્તાય. ૧
તે પુરૂષ સમદર્શિ છે, સમજ કુન્તી કુમાર;
તેવો બની ધનુર્ધર, યુદ્ધ કરવા થા તૈયાર. ૨
જય પરાજય ગણ્યા વીના, પાપીયોને સંહાર;
સનાતન ધર્મ પાળતાં, શોક મોહ નવ થનાર. ૩

ફરજ બજાવતાં તાહરો, ક્ષત્રિધર્મ સિદ્ધ થાય;
ધર્મ રક્ષા કરવા થકી, ધર્મિ પુરો બની જાય. ૪

**बाह्यस्पर्शेष्वसक्तात्माविंदत्यात्म नियत्सुखम् ।**
**स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षयमश्नुते ॥२१॥**

**બહારની વસ્તુઓ ઉપર જેને મમતા નથી તેને પોતાના આત્મામાં સુખ જે મળે છે તે અક્ષય સુખને યોગવડે પોતાના આત્માને એક કરનારો ભોગવે છે.**

**શ્રી ભગવાન કહે છે— સંગીતાર્થ**

**મરાઠી ચાલની સાખી**

જે પુરૂષનું બાહ્ય વિષયોમાં, મન કદી નવ જણાય,
તે જ્ઞાનીને આત્માનંદ પ્રગટ થાએ, વેદ જેના ગુણ ગાય;
ભેદ સહુ જડે, અક્ષય સુખ મલે. ... ... ભેદ૦

(દેખારે દેખી તમે મત કરો ભાઇરે—એ રાગ)

બ્રહ્મ સાગરમાંરે નિત નિત નાતાં રે, આપે બની જાય અવિકારી,
અમૃતરસ, તે તો પ્રેમથી પીતા ભાઇ રે, અદ્વૈત ભાવને વધારી. બ્રહ્મ.
વિષયો સેવન કરતા સદાયે રે, વિષયોથી રેતા નિત નિત ઉદાસી,
આતમસ્વરૂપ વીના બીજું નવ નિરખે રે, દ્વૈતાદ્વૈતને નાંખે ટાળી. બ્રહ્મ.
ચંદ્ર વિકાશી કમળપત્ર કેરૂં ભાઇરે, ચકોર ભોજન કરતા સદાકારી,
તે શું રેતી ખાઇ ખુશી થશે પ્યારા, કેમ આત્મજ્ઞાની બને વિકારી. બ્રહ્મ.
સ્વસ્વરૂપ વીના બીજું નવ દેખતારે, આત્મા સો પરમાત્મા જોતા ભારી,
લોકહીતાર્થે કર્મો કરતા ભાઇ રે, દુઃખીયાંની સેવા કરતા સારી. બ્રહ્મ.

પ્રેમી આત્માનો પ્યારો પ્રેમ કરી બોલીયારે, પળમાં ખુલ્લી થાય મોક્ષબારી,
સ્વધર્મ સાચવે પોતે પોતાનો રે, ધર્મરૂપ બને ધર્માચારી. બ્રહ્મ.

સાખી

બ્રહ્મ સાગરમાં ઝીલતાં, પ્રીતે કરતા પાન,
આત્મ સ્વરૂપને ઓળખી, બને આત્મ સમાન. ૧

લોકહીતાર્થે કર્મો સહુ, કરતા સદાકાળ;
સેવા ધર્મ સાચવી, દુઃખીની લે સંભાળ. ૨

તેવા પુરૂષ વસતા સદા, ગ્રહસ્થાશ્રમ મોઝાર;
નિર્લેપ નિર્ગુણુ તે બની, તરી જાય સંસાર. ૩

૧

બ્રહ્મ સાગર સબળ ભર્યો, ન્હાતાં કેમ કરે વાર,
અમૃત રસ પાઇ લે, પ્રેમ કરી લગાર. ૧

તણાએ કેમ માયા પાસમાં, મુરખા મનમાં વિચાર,
રાગદ્વેષ મેલી વેગળા, ઝીલ બ્રહ્મ ધાર. ૨

બ્રહ્માનંદ મગ્ન થઇ, મહાલ વારમવાર,
માયા શું કરે બાપડી, થાસે સાક્ષાત્કાર, ૩

શાણા આ શબ્દને સમજી, જાણુ જાણુતહાર,
જાણુતહાર તુંમાં વસે, લઈ ઉપાધી અપાર, ૪

ઉપાધી તારી અલગ કરી, સમજને ગુમાર,
ભાર લે કેમ શીર ઉપરે, તેમાં કાઢે નહિ સાર. ૫

મારૂ તારૂ સર્વે મેલીને, થઇ જાને તૈયાર,
સ્વસ્વરૂપ બ્રહ્મ સાગર, તેનો સમજાશે સાર. ૬

સાર સમજે સર્વે જશે, જગતની મોહે જાળ,
આવદ્યા ગ્રંથી ટુટશે, થઇ જાઇશ એકાકાર. ૭
પાગલ બની પ્યારા પ્રેમમાં, સ્વયં તું રમનાર,
સાક્ષી રૂપ રહ્યો સર્વમાં, આપે બોલણુ હાર. ૮
બોલણુહાર બીજો નથી, જ્ઞાનથી તું વિચાર,
ઉપાધી આ છે માયા તણી, તું તો સરજનહાર. ૯
કર્તા અકર્તા તુજ છે, પરબ્રહ્મ કીરતાર,
શકરાદાસ, ગાથા ગાઇને આનંદ પામે અપાર. ૧૦

સાખી

આનંદ આનંદ ઉદભવે, આનંદ અપરંપાર,
આનંદની મુર્તિ બને, ભય ન રહે લગાર. ૧
ભય ભવાટવી તણો દુર થાય તતકાળ,
સત સાહેબને મળે, છુટી જાય જંજાળ. ૨

**ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते ।**
**आद्यंतवंतः कौन्तेय न तेषु रमते बुधः ॥२२॥**

બહારના સંબંધથી જે સુખ ઉત્પન્ન થાય છે તે સુખ દુઃખનું મુળ છે કારણ કે તે ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે માટે હે કુંતાના પુત્ર ! જ્ઞાની તેમાં આસક્ત થતો નથી.

શ્રી ભગવાન કહે- સંગીતાર્થ

મરાઠી ચાલની સાખી

હે અર્જુન ઇંદ્રિયોના ભોગ વિલાસને, દુઃખરૂપ જે માને છે.
પળપળ ઉત્પન્ન નાશ થતા માની, સાચો જ્ઞાની બને છે.
તેમાં નવ લેપાય, રહે ન્યારો સદાય, ... ... તેમાં૦

( કેમ નાખી દેવાય ઉપાડી ગાંઠડી વેઠની—એ રાગ. )

આત્મજ્ઞાન વીનાં વિષયો માંહી તણાય છે,
હાંરે તે તો ગર્ભવાસમાં ગોથાં ખાય છે રે. આત્મ૦
મૃગજળની પાછળ હરણાં જેમ દોડે,
હાંરે તે તો અથડાઈ અથડાઈ દુઃખી થાય છે રે. આત્મ૦
ક્ષણુભર સુખ માટે વિષયો ભોગવે,
હાંરે તે તો પુર્ણ રીતે પાપીયા પિડાય છે રે. આત્મ૦
પૂરા લંપટ બની પર નારી સંગે,
હાંરે તે તો આંધળા બની ફસાય છે રે. આત્મ૦
ઝેર જેવા વિષયોને, અમૃત સમ માની,
હાંરે તે તો વિષ કેરૂ પાન કરતા જાય છે. આત્મ૦
ગળ ખાવાને મીન જાય પુરા પ્રેમથી,
હાંરે તેમાં પ્રાણુની આહુતી દેવાય છે. આત્મ૦
પ્રેમી આત્માનો પ્યારો કહે તે અભાગીયા,
હાંરે તે તો જમ કેરા હાથે છુંદાય છે રે. આત્મ૦

દુહો

આતમ જ્ઞાની બન્યા વીના, વિષયો નવ તજાય,
એવા અભાગી નર સહું પુરણુ દુઃખી થાય.

ચોપાઇ

વિષયોમાં સુખ જાણી સદા રમતા, જીવન નષ્ટ કરી જગમાં ભમતા;
વિષયભોગને સુખ સમ માને, તે અધર્મિ આત્મજ્ઞાન ન જાણે.
એવા અવિચારી મુરખજન જેહ, *ઉલુક જેવા દુનીયામાં તેહ;

* ઘુવડ

રતિ વિલાસમાં સદાયે ફસાએ, મનુષ્યાજન્મ નિર્થક વહી જાએ.
લક્ષચોરાસીમાં સદા અથડાએ, માતા ઉદર ઊંધા માથે લટકાએ;
વિષય રૂપ કદાવ માંહી પડતો, મેડક સમ તે જાય માંહી ગળતો.
પાંડુ રોગી ઘણો પુષ્ટ જણાય, પણ તે પતન થવા કરે છે ઉપાય;
મુરખજન સદા વિષયોમાં ભમતા, હરી કથા કિર્તન ભકિત નવ કરતા.
એકે મારગ સુજતો નહિ પારથ, મનુષ્યાજન્મનો સુધરે નહિ સ્વારથ.

દુહો

માનવજીવન નષ્ટ કરે, ભજે નહિ ભગવાન,
આત્મ સ્વરૂપ ભૂલીને, બની જાય હેવાન....સીયાવર.
એવા અધર્મિ જન સહુ, મને ન જાણે લગાર,
લલનામાં લપટાઇને, ઋળે ખોયે અવતાર....સીયાવર.

ચોપાઇ

એવા અધર્મિ વૈરાગ્ય જો જાણે, વિષયોથી વિરકત થૈ પૂર્ણાનંદ માણે;
લક્ષ ચોરાસી તેની છુટી જાએ, ગર્ભવાસનાં દુઃખડાં દુર થાએ.
હરી કથા કિર્તન ભકિતરસ ચાખે, અનેક જનમનાં પાપ સહુ નાસે;
રામકૃષ્ણ રામકૃષ્ણ મુખેથી ગાયે, પળમાંહી સંસારસાગર તરી જાએ.
રામ રણુંકાર સકળ સમજાએ, કૃષ્ણ સ્વરૂપ સ્વયં ઓળખાએ;
મનુષ્યાજનમનો સ્વારથ સધાયે, પળમાં જગતનો અભાવ થઇ જાએ.
બ્રહ્મજ્ઞાન પુરણ રીતે પ્રકાશે, અમૃત રસ આપોઆપ ચાખે,
પારથ વીચારજે મન મહીં તારા, સત્ શબ્દ સમજી લેઇ મારા;
અધ:પતન કારણ વિષયભોગ છે, નર્કમાં નાખનારો +ચીઢીઆરો રોગ છે.
ભુલે ચુકે તેવા મારગે નવ જાવું, વિરકિત વરીને ભક્તિ ભાવમાં ફસાવું;
દુઃખમય ગણી પુર્ણ ત્યાગ કરે છે, સ્વયંસનાતન કૃષ્ણ રૂપમાં મળે છે.

+ ખરજવા જાતીનો એક રોગ

સોરઠો

વિષયોનો કરે ત્યાગ, પ્રિય અપ્રિય ગણ્યા વીના,
આનંદ ભોગવે અપાર, કૃષ્ણ સ્વરૂપને પામતાં.

સાખી

કૃષ્ણ સ્વરૂપને પામતાં, કાયા કલ્પ થૈ જાય;
સદા કાળ સખમાં રમે, સત સાહેબ ઓળખાય. ૧
સત્ જ્ઞાન જાગ્રત થતાં, સનાતન સમજાય;
આપોઆપ આપે રહે, સત્ સ્વરૂપ સદાય. ૨
સત સાહેબ સતરૂપ છે, તેવો સમજે સાર;
હંસ રૂપ બની જતાં, હંસ હંસ દેખાય. ૩
હંસ અભય એક આતમા, અણુ અણુ સાહેબ નુર;
ઘટ ઘટમાં તે દેખતો, સાહેબને હજુર. ૪
સાહેબ સાહેબ કયા કરો, સાહેબ કા ઘર દુર;
રાગ દ્વેષ દુર કરો, સાહેબ છે હજુર. ૫
આઠે પહોરે પ્રકાસતો, જાણે વીરલા કોઇ;
જેમ તલમાં તેલ વસે, તેમ સાહેબ લે જોઇ. ૬
મુખસે સાહેબ સાહેબ કરે, પરનું ખુશ રહાય;
મોહ શોક ટળ્યા વીના, કયાં સાહેબ ઘર જાય. ૭
વિષય વાત છોડે નહિ, છોડે નહિ અભિમાન,
સાહેબ કયાં તુજને મળે, સમજયા વીના ગુરૂ સાન. ૮
સાનમાં સમજે ગુરૂ તણી, આપોઆપ સમજાય,
સાહેબ સખમે દેખતાં, સાહેબ સ્વરૂપે થાય. ૯
સાહેબથી જુદો નથી, નહિ સાહેબથી દુર,
આપો આપ સમજતાં, આપો આપ હજુર. ૧૦

शक्नोतीहैव यः सोढुंप्राक्शरीर विमोक्षणात् ।
कामक्रोधोद्भवंवेगंसयुक्तः ससुखीनरः ॥२३॥

આ શરીરમા મુક્ત થતા પહેલાં કામ તથા ક્રોધથી જે વેગ ઉત્પન્ન થાય છે તે વેગને જે સહન કરી શકે છે તેજ યોગી અને સુખી જાણુવો.

સંગીતાર્થ

મરાઠી ચાલની સાખી

મૃત્યુ થયા પહેલાં કામ ક્રોધના વેગ જે સહન કરે છે;
એવો સમર્થ પુરૂષ યોગી બનીને, પુરણુ સુખી બને છે;
પૂર્ણાનંદરસ પાય, બ્રહ્મ સાગરમાં ન્હાય.........પૂર્ણા૦

ગજલ

અલીંગ રૂપ ઓળખતાં આત્મ રૂપે સ્વયં થાયે
તદાત્મામય બની જાતાં આત્મ રૂપે સ્વયં થાયે;
અંતરમાં આત્મ સુખનો લાભ નિત નિત નવો લેતો,
ત્રિપુટીને ભુલી જાતાં, આત્મ રૂપે સ્વયં થાયે. અલીંગ.
*ત્રિપુટીથી રહી ન્યારો, અહંકારને તજી દેતો,
અમૃતનો અહાર કરતો, આત્મ રૂપે સ્વયં થાયે. અલીંગ.
જળમાં જળ ભળી જાતાં તેમાં ભિન્નતા ન દેખાય,
દ્વૈતાદ્વૈત દુર થાતાં, આત્મ રૂપે સ્વયં થાયે. અલીંગ.
ગગનનો વાયુ રોકાતાં અવાજો બંધ પડી જાયે,
નિજાનંદ સુખ અનુભવતાં, આત્મ રૂપે સ્વયં થાયે. અલીંગ.

---

* ભોક્તા-ભોગ્ય-ભોગ.

સાક્ષીરૂપે સદા રહેતાં, ક્ષર અક્ષરને સમજે,
ત્રિગુણીથી ન્યારો રહીને આત્મ રૂપે સ્વયં થાયે. અલીંગ.
અભયના પાઠને ભણતો, શાન્તીની સમશેર ધરતો,
શત્રુઓને કતલ કરતો, આત્મ રૂપે સ્વયં થાયે. અલીંગ.
કહે પ્રેમી આત્માનો પ્યારો ભક્તિની યુક્તિ સમજાતાં,
ભગમાંહી નહિ પડતાં આત્મરૂપે સ્વયં થાયે. અલીંગ.

સાખી

ભક્તિ કરે ભગવાનની આઠે પહોર હંમેશ,
આપે ભજે, આપે નમે, સમજી પોતાનો દેશ. ૧
સેવા ધર્મ સાચવે, બની જગ આત્માય,
દુઃખી દેહીયો તણી, કરે નિત નિત સહાય. ૨
પ્રેમ ભક્તિ વધારીને, પ્રેમપાત્ર બની જાય,
પ્રગટ પુરૂષોત્તમ સમજીને કરતો પ્રગટ સેવાય. ૩
માન મદ મોહ મેલી કરો નિષ્કામભક્તિ અપાર,
દુઃખી નારાયણ સેવતો, પડી ચરણ મોઝાર. ૪
ઇશ્વર સમરણ હરી કથા, કરતો આઠુ જામ,
સેવા ધર્મ સાચવે, ઓળખીને ઘનશામ. ૫
ભક્તિ કરે મુક્તિ મળે, ભક્તોની સમજે રીત,
સ્વાંગ અનેકો ભલે ધરે, ખોટી મનની જીદ. ૬
મુક્તિ[૧] મારગ દુર છે, મુક્તિ નવ મલી જાય,
મુક્ત બને મનથી સદા, તો આપે મુક્ત થાય. ૭

(મારગ ન્યારો છે મોક્ષનોરે—એ રાગ)

મારગ મોઘો છે મુક્તિનો રે,
મનવા મન કરી લે વીચાર હો લાલ મારગ૦

ભગવા ધરે ભવસાગર નહિ તરે રે,
ભટકાશો ભ્રમણા માંહી હો લાલ     મારગ૦
ચોળે ખાખ ખાખી નહિ બને રે,
ખટપટ મેલ્યા વીના ખચીત હો લાલ     મારગ૦
આચાર્ય બની અથડાઈ મરે રે,
આચરણ અવળાં ધરીને અંગ હો લાલ     મારગ૦
કાન ફુંકાવી ફોગટ તું ફરે રે,
અંતર ધર્યા વીના વૈરાગ હો લાલ     મારગ૦
કંઠી ધરે શું થાયે કંઠમાં રે,
ગુરૂગમ વીના ન આવે સાન હો લાલ     મારગ૦
માળા કર ગ્રહી બેઠો કાષ્ટની રે,
રામ મેલી રામકી ઉપર ધ્યાન હો લાલ     મારગ૦
મઠધારી મુક્ત નહિ મુમતા રે,
હાંરે ઓલવાય નહિ અંતરદાઝ હો લાલ     મારગ૦
ગુરૂ બની ગોવિંદ નવ બતાવતા રે;
સેવકનો લોભે લૂંટે માલ હો લાલ     મારગ૦
સાનમાં સમજે રૂષિરાય શબ્દથી રે,
સકરાદાસ, ઉતરે ભવપાર હો લાલ     મારગ૦

**योऽन्तः सुखोंऽतरारामस्तथांतर्ज्योतिरेवयः ।**
**सयोगीब्रह्मनिर्वाणंब्रह्मभूतोऽधिगच्छति ॥२४॥**

જે પોતાના અંતરને વિષે સુખી છે, જે પોતાના અંતરમાંજ આરામ પામી રહ્યો છે અને જેનું હૃદય તેજથી

પ્રકાશિત થઇ રહ્યું છે, તે યોગી બ્રહ્મરૂપ થઇને બ્રહ્મપદને પ્રાપ્ત કરે છે.

**लभंते ब्रह्मनिर्वाणमृषयः क्षीणकल्मषाः।**
**छिन्नद्वैधायतात्मानः सर्व भूतहितेरताः ॥२५॥**

જેમનાં પાપ નાશ પામી ગયાં છે, જેમણે સુખ દુઃખાદિ દ્વંદ્વની લાગણીઓ ટાળી દીધી છે, જેણે પોતાનું મન વશ કરેલું છે અને જે ભુત માત્રના હિતમાં રહેલા છે એવા ઋષિઓ બ્રહ્મમાં લય પામી જાય છે.

**શ્રી ભગવાન કહે છે— સંગીતાર્થ**

**મરાઠી ચાલની સાખી**

જેના હૃદયમાં સુખ ને આનંદ છે, તે યોગી પુરો બને છે,
બ્રહ્મનો પ્રકાશ પુર્ણ આતામાં આત્મ સ્વરૂપને મળે છે;
રહે નહિ જગતનું ભાન, પામે પદ નિર્વાણ. ... રહે૦
પુન્ય પાપ જેનાં નષ્ટ થયાં છે, દ્વૈત ભાવ નિર્મુળ થઇ જાય,
અંતઃકરણ જેણે જીત્યું છે તેને, બ્રહ્મની પ્રાપ્તિ થાય;
બ્રહ્મ નિષ્ટ બને, કાળ નવ હણે. ... ... બ્રહ્મ૦

(વારૂ મારા વીરારે નવ કરીએ સંગ નીચેનોરેજી—એ રાગ)

અનુભવી સાચા રે આત્માનું ભવ સમજી શકે રે,
તેનાં લક્ષણ બીજો નવ જાણે લગાર. અનુ૦
આત્મા કેરાં એંધાન રે, આત્મજ્ઞાની ઓળખે રે,
તેનું વર્ણન વાણીથી નવ વરણાય. અનુ૦

આત્મ સ્વરૂપ સુખમાંરે, પરિપુર્ણ જે રહે રે,
સ્વસ્વરૂપમાં મગ્ન રહે તે તો સદાય. અનુ૦
મારા કૃષ્ણ રૂપને રે, પામેલા જે, જે, જનોરે,
તે તો મારા સાક્ષાત્ અવતાર ગણાય. અનુ૦
જગતમાં જનમી રે, અધર્મિં, ઉદ્ધારતારે,
દુઃખીયાં કેરાં દુઃખ હરણ કરતા જાય. અનુ૦
લોકહિત કાજે રે, ધર્મ કાર્ય કરતા ફરે રે,
છોડાવે સહુની અધર્મ કેરી રે વાટય. અનુ૦
બ્રહ્માનંદ સાગરરે, સદા ઉલટે હૃદયમહીંરે,
બ્રહ્મ તોરંગમાં, નિત નિત ઝોલા ખાય. અનુ.
આનંદના અંકુર રે, રૂંવે રૂંવે ફુટતા રે,
પૂર્ણ પરબ્રહ્મનો સાક્ષાત્કાર થાય. અનુ.
પ્રેમી આત્મા કેરો રે, પ્રેમે પ્યારો બોલીયા રે,
તે તો મારા અવ્યક્ત રૂપમાં સમાય. અનુ.

**મરાઠી ચાલની સાખી,**

વાણી ન પહોંચે વેદ નવ સમજે, ભેદ તે મારો લગાર,
એવા સ્વરૂપમાં સ્વયં મળી જતાં સ્વસ્વરૂપે થનાર,
પૂર્ણાનંદ પામે, દુઃખ સઘળાં વામે ... ... ... પૂર્ણા૦

**સાખી**

મારા જ્ઞાન રૂપી ગીતા, મનન કરી હરખાય,
માયાથી તરી જતાં, મારા માંહી સમાય.

**ગજલ**

ગીતામૃત પાન જે કરતો, પુરણાનંદ પામે છે;
સર્વસ્વ આત્મ નિરખતો, પુરણાનંદ પામે છે. ગીતા૦

ગીતામૃત પાતાં ને પીતાં, જ્ઞાન જો પ્રકાશ થાયે;
અવિદ્યા સંસ્કાળ ટળતાં, પુરણાનંદ પામે છે. ગીતા.
ગીતામૃત સાગરમાં ન્હાતાં, હૃદયના મેલ સહુ નાસે;
આત્મ સક્ષાત્કાર થાતાં, પુરણાનંદ પામે છે. ગીતા.
લક્ષચોરાસીમાં ભમતાં, મનુષ્યાજન્મ મળ્યો છે;
ગીતામૃત હૃદય ભરતાં, પુરણાનંદ પામે છે. ગીતા.
જેનું ચિત્ત ગીતામાં રમતું, પુરો પંડીત કહેવાયે;
વેદ શાસ્ત્રનો સાર સમજી, પુરણાનંદ પામે છે. ગીતા.
ગીતામૃત, નિતનિત ગાઈ, મસ્ત થઇ સૌને સંભળાવે;
પ્રેમભક્તિને પીરસતાં, પુરણાનંદ પામે છે. ગીતા.
મુકી સંસારની લાજ, પ્રેમે કુદે ખેલે નાચે;
ગીતામૃત પ્રિતેથી ગાતાં, પુરણાનંદ પામે છે. ગીતા.
અષ્ટાદસ ધારાઓ ઝીલે, સદા સંસારમાં ખેલે;
નિરણુમુકત, સમ રહેતાં પુરણાનંદ પામે છે, ગીતા.
કહે પ્રેમી આત્માનો પ્યારો, સાંભળજે પ્રેમી આત્માનું;
ગીતાગુણ ગ્રહણ કરતાં પુરણાનંદ પામે છે. ગીતા.

સાખી

ગીતાને સમજે સદા ગીતાને દે માન,
ગીતાગુણ ગ્રહણ કરે, થાય સ્વસ્વરૂપ ભાન. ૧
ઊંચ નિચનો ભેદ ત્યાં રહે નહિ લગાર,
ગીતા કહે તેમ વર્તતાં, થાયે આત્માકાર. ૨
નિષ્કામી બની જતાં લાગે નહિ કંઇ વાર,
આત્મ પરમાત્મા ઓળખે ખુલે મોક્ષનાં દ્વાર. ૩

અક્ષર મારગ ઢુકડો, પળમાંહિ બની જાય,
પુરુષોત્તમ નારાયણુ આપોઆપ ઓળખાય. ૪

આપોઆપ આપે રહે, સુંદીર શામ,
ઘટઘટ રમત રમી રહ્યો, પોતે પુરણુકામ. ૫

મનહર

પુરણુ બ્રહ્માનંદમાં, નિત નિત રમે પોતે;
આત્મા સુખોમાંહી સદા, ડુબકીયો મારે છે. ૧

તેનાં સ્થિર ચિત્ત થતાં, આત્મરૂપ બની જાયે;
આત્મ પ્રકાસમાં સર્વે, વિશ્વને તે જુએ છે. ૨

દેહધારી હોવા છતાં, વિદેહી તે આપે બને;
આશા, તૃષ્ણા છૂટી જતાં, પુર્ણાનંદ મળે છે, ૩

તેજ ખરેખરા અત્યુત્તમ, અવિનાશી પદ;
નિરવાણુ કેરા અધિકારી આપે થાયે છે. ૪

મહર્ષિં, બ્રહ્મર્ષિં, મોટા જે જે સુખોમાંહી રમે.
તે તે સુખો સદા, આત્મજ્ઞાનીયો ભોગવે છે. ૫

નિઃસંદેહ સમજી લે, અર્જુન તું મન માંહી;
આત્મજ્ઞાની બને તે, સંસાર તરી જાયે છે. ૬

સાખી

તરી જાય સંસારને, આત્મ સાક્ષાત્કાર થાય;
તંતુમાં વસ્ત્ર નિરખતાં, ઓતપ્રોત બની જાય. ૧

ઓત પ્રોત દેખે આતમા, જગત જુઠું જણાય;
સંત, સ્વરૂપને ઓળખી, આપોઆપ સમજાય. ૨

कामक्रोधवियुक्तानांयतीनांयतचेतसाम् ।
अभितोब्रह्मनिर्वाणंवर्ततेविदितात्मनाम् ॥२६॥

જેઓએ કામ તથા ક્રોધથી મુક્ત થઈ પોતાનું ચિત્ત વશ કરેલું છે અને જેઓએ પોતાના આત્માને ઓળખ્યો છે એવા યતિઓ બ્રહ્મનિર્વાણ પાસેજ રહેલા છે.

સંગીતાર્થ

મરાઠી ચાલની સાખી

કામ, ક્રોધ, લોભ રહીત થઇને, ચિત્તને સ્વાંધીન કરે છે,
આત્મ સ્વરૂપને ઓળખીને પોતે, જીવતાં યોગી બને છે,
દેહાંત થઈ જાય, બ્રહ્મ સ્વરૂપે થાય ... ... દેહાંત૦

(સીતાપતીનું રટણ પ્રેમે-એ રાગ.)

બ્રહ્મ સ્વરૂપમાં મસ્ત બનતાં, કૈવલ્ય પદ થાય છે;
અનાત્મામાં ઊંઘતાં, પરબ્રહ્મ રૂપ પાય છે. બ્રહ્મ૦
જગતને નવ દેખતાં, હુંપણાને ટાળતા;
સ્વસ્વ રૂપને ઓળખી, કૈવલ્ય પદ પાય છે. બ્રહ્મ૦
અભાવ પુર્ણ થઇ જતાં, વિષયોની ઇચ્છા તૂટતી;
એકાંક બહુ શામ રહેતાં, કૈવલ્ય પદ પાય છે. બ્રહ્મ૦
આત્મવત્ પોતે બની, આત્મ સ્વરૂપ નિહાળતા;
આત્માનંદમાં નાચતા, કૈવલ્ય પદ પાય છે. બ્રહ્મ૦
દેહમાં રહેવા છતાં, દેહી પોતે બનતા નથી;
વિદેહ મુક્ત થઇ સદા, કૈવલ્ય પદ પાય છે. બ્રહ્મ૦

બ્રહ્મ સ્વરૂપના ભોગીને, બ્રહ્મ સ્વરૂપને પામતા;
પ્રેમી આત્મા પૂર્ણ બની, કૈવલ્ય પદ પાય છે. બ્રહ્મ૦

સાખી

પ્યારો પુરૂષોત્તમ બને, દેહમાં રમતો સદાય;
સત્ય વાત તુજને કહું, સાંભળજે નરરાય. ૧
અનાત્મભાવ ટળી જતાં, આત્મસ્વરૂપ ઓળખાય,
અક્ષર અક્ષર દેખતાં, અક્ષર આપે થાય. ૨
સ્વાંગ અનેકો ધરે પણ, અક્ષર નવ દેખાય,
અદ્વૈત જ્ઞાન થયા વીના અક્ષર[1] દુર જણાય. ૩
અક્ષરમાં ક્ષર રહ્યો અક્ષરરૂપ તું આપ,
આપ સ્વરૂપને ઓળખે, ટળી જાય સંતાપ. ૪

૧

( મારગ ન્યારો છે મોક્ષનોરે—એ. રાગ. )

અક્ષર મારગ છે વેગળોરે, દુગદા* મેલ્યા વીના તે દુર, હોલાલ અક્ષર.
ભગવાં રંગે રમાવતી નહિ મળેરે,
હૃદય રંગ્યા વીના સૌ ભૂલ હો લાલ. અક્ષર૦
શું થાય મુંડ મૂડે શીષ્ય ઘણારે,
ગાડર ઘણાં મૂંડે ભરવાડ, હો લાલ, અક્ષર૦
જોગ લેઇ જાણ્યો નહિ જાદવોરે,
ભોગ ભોગવ્યા ઉપર પ્રિત, હો લાલ. અક્ષર૦
સતસંગી બન્યો સહેવાસથી રે,
સતનામ જાણ્યા વીના સૌ શુન્ય. હો લાલ. અક્ષર૦

---

* જંજાળ.

તપ વ્રત કરી તિરથ બહુ ફરે રે,
તોપણ મેલે ન મનનો મેલ, હો લાલ. અક્ષર૦
કુડ કપટ ધરી ધરી કાળજે રે,
ઘાલ્યો ભક્તિ કેરો ઢોંગ, હો લાલ. અક્ષર૦
સભા ભરી ભરી ભજન આદરેરે,
ઢાળી ઢાળી નીચાં નેણુ, હો લાલ. અક્ષર૦
અહસ્થાશ્રમી થઇ ઘર ત્યાગતો રે,
ધરી ધરી અંગે ઘણો વૈરાગ, હો લાલ. અક્ષર૦
સકરાદાસ રૂષિરાજ વચનથી રે,
નિતનિત બ્રહ્મસાગરમાં નાહ્ય, હો લાલ. અક્ષર૦

**સાખી**

ઉપરથી ઉજળો બને, મન મેલાં જો હોય,
અક્ષરાત્મા દીસે નહિ જન્મ એળે ખોય. ૧
મનુષ્યાજન્મ ધરી સદા જાણે નહિ જુગદીશ,
આપોઆપ પતન થતાં, નર્કગામી બનીશ. ૨
માટે મનુષ્યાદેહ મળ્યો, સમર સરજનહાર,
હરે રામ હરે કૃષ્ણ બોલતાં, તરી જાય સંસાર. ૩

**स्पर्शान्कृत्वा बहिर्बाह्यांश्चक्षुश्चैवांतरे भ्रुवोः ।**
**प्राणापानौ समौकृत्वानासाभ्यंतरचारिणौ ॥२७॥**
**यतेंद्रियमनोबुद्धिर्मुनिर्मोक्षपरायणः ।**
**विगतेच्छा भयक्रोधोयः सदा मुक्तएव सः ॥२८॥**

બહારની વસ્તુઓને બહારજ રાખીને, આંખને ભમ્મરની વચ્ચે રાખીને, અને, તેમને નસકોરાંમાં બરાબર ચલાવીને, ઇંદ્રિયો મન તથા બુદ્ધિને વશ રાખીને અને મોક્ષમાંજ ચિત્ત રાખીને, જે મુનિ ઇચ્છા, ભય અને ક્રોધનો ત્યાગ કરે છે તે સદા મુક્તજ છે.

ભગવાન કહે— સંગીતાર્થ

મરાઠી ચાલની સાખી

વૈરાગથી વિષયો સૌ બહાર કાઢીને ભ્રગુટીમાં દ્રષ્ટિ સ્થાપે છે.
પ્રાણાપાન વાયુને સ્થિર કરી પોતે મન બુદ્ધિ સ્વાધીન કરે છે.
ભય ક્રોધ નષ્ટ કરી મુક્ત સદા બને વળી..............ભય૦

ગીતી

ઇંદ્રિયોના વેપારો, મન બુદ્ધિમાં લય કરી નાખે,
મોક્ષપરાયણ થૈને અભય બનીને અમૃતફળ ચાખે.
(જેણે ગીતામૃત પાયા-એ રાગ)

બ્રહ્માનંદ, સુખ લેવા, યોગી યોગ કરે છે.
અંતર બહારના વિષયો છોડી, મનના વિકારો હરે છે, યોગી.
વૈરાગ્ય પૂર્ણ રાખીને પોતે, આશા, તૃષ્ણાને હણે છે. યોગી
રાગ દ્વેષ, સરવે દુર મેલી, એકાત્મ ભાવ, ધરે છે. યોગી.
જળ સ્થળમાં, હરી નિરખી સદાયે, દ્વૈતાદ્વૈતને છોડે છે. યોગી.
આહાર, વીહાર, સરવે તજીને, કામ, ક્રોધ લય કરે છે. યોગી.
પુરણ, પુરૂષોત્તમ બહુનામી, તેનું ધ્યાન ધરે છે, યોગી.
ઇડા, પીંગલાને છોડીને પોતે, સુષુમ્ણામાં સ્થિર બને છે. યોગી.
પ્રાણવાયુ સ્વસ્વરૂપમાં વાળી, લલાટ ચક્રમાં ફરે છે. યોગી.

સહસ્ત્ર કમળદળ, શોધી કાઢીને, સુરતા દોરીને સાધે છે, યોગી.
અનહદ નાદનો સુર સાંભળી, બાળયોગી નિરખે છે. યોગી.
રણુઝણુ, રણુઝણુ, રણુઝણુ, લાલની ચૈતન્યતા ચમકે છે. યોગી.
ઓતપ્રોત ચિત્ત ચૈતનમાં કરી, હું ને તું, પણું છોડે છે. યોગી.
હું ને તું પણું ટળી જાતાં એક, આત્મસ્વરૂપે બને છે. યોગી.
સારાં ખોટાં, નીર ગંગા ખેંચીને, સાગરમાં, જૈ ભળે છે. યોગી.
તે તો જળ કદી અળગાં ન થાયે, આપોઆપમાં રહે છે. યોગી.
સંસાર રૂપી મનનું ચિત્રપટ, પુર્ણાનંદથી, ટુટે છે. યોગી.
જળ સુકાતાં પ્રતિબીંબ પોતાનું, પોતે પોતામાં મળે છે. યોગી.
બ્રહ્માનંદ, મગ્ન બની જાતાં, એકજ દેવ દેખે છે. યોગી
શરીરધારી, તે યોગી હોવા છતાં, બ્રહ્મ સ્વરૂપે બને છે. યોગી
પ્રેમી આત્માનો, પ્યારો કહે પોતે, મુજ હૃદયમાં ઠરે છે. યોગી.

સાખી

મુજ હૃદયમાં તે રહે, સાચો મારો ભકત;
દેહધારી હોવા છતાં, ઓળખે નહિ જગ્ત. ૧
તેવા ભકત ભજતા મને, આનંદ પામી અપાર;
હું તે ભકતોને ભજુ, પ્રેમે પળ પળ વાર. ૨
બેઠા બેઠા ગાય તો, ઊભો ઊભો ગાઉં;
ઊભા ઊભા ગાય તો, હું દોડયો, દોડયો જાઉં. ૩
પુર્ણ મગ્ન થઇ કદી, નાચતા નાચતા ગાય;
કુદતો કુદતો ભકતને, પવન નાખું સહાય. ૪
એવા એકાત્મ રૂપ, આનંદદાતા તેહ;
તેવા પુરૂષના પુન્યથી, સદાય વર્ષે મેહ. ૫

પોષણ સર્વેનું કરૂં, ભોગવી વૈકુંઠ ધામે;
પ્રેમી ભકતો પ્રતાપથી, બન્યો હું પુરણકામ. ૬
તે ભક્તોને હું ભજુ, તે ભજતા મને સદાય;
સત્ય વાત તું સમજજે, પ્રેમે કપિધ્વજ રાય. ૭

૧

(જુના ઘર મળ્યાં જાણી મારા—એ રાગ)

એક દેવ અનાદી, મારા સંતો ભાઇ, એક દેવ અનાદી રે—હે જી
શું જાણે મતવાદી, મારા સંતો ભાઇ, એક૦
એકને પુજે એકને નિંદે, પ્રગટ કરે પ્રભુતાદીરે રે—હે જી
અકાળ પુરૂષની અકળ ગતિ હૈ, ભુલા પડયા બ્રહ્માદી;
મારા સંતો ભાઇ, એક૦
પેટને કારણ પ્રપંચ બાંધે, મીટે નહિ તૃષ્ણાદી રે—હે જી.
રેચક વચનથી, રાંકને નાખે,
પુરણ રીતે ઉપાધી, મારા સંતોભાઈ, એક૦
ફાંસામાંહી ફસાવ્યા સૌ જનકુ, પરઠે પંથ ઉપયાદી રે—હે જી.
સકામી થઈ શબ્દથી મારે,
મીટે ન મનકી માયાદી, મારા સંતોભાઇ. એક૦
આત્મજ્ઞાનથી અળગા રાખી, મુંડે બહુ સેવકાદી રે—હે જી.
શકરાદાસ કહે પ્રગટ પુરૂષથી,
પ્રગટાવે દ્દઇતાદી, મારા સંતોભાઇ. એક૦

૨

( રાગ ઉપરનો )

અકાળ પુરૂષ અવિનાશી, મારા સંતોભાઇ,
અકાળ પુરૂષ અવિનાશી રે-હે જી.

ઘટઘટ રહ્યો પ્રકાશી, મારા સંતોભાઇ, અકાળ.

જાગ્રત સ્વપ્ન સુષુપ્તિમાં પોતે, સચ્ચિદાનંદ છે સાક્ષિ રે-હે જી.
તે તત્વને અનુભવથી ઓળખો,
નહિ મળે ગયા કાશી, મારા સંતોભાઈ. અકાળ.

સ્થાવર જંગમ કીટ બ્રહ્મમાં પુર્ણાનંદ રહ્યો વ્યાપી રે-હે જી.
પટ મધે જેમ પુતળાં વરસે,
રાજા રંક રાણી દાસી, મારા સંતોભાઈ. અકાળ.

જગતનુ જાળું બાંધીને બેઠો માયાની નાખી ફાંસી રે-હે જી.
શીવપણુ છોડી, જીવપણે બંધાણો,
જોપ આ આત્મા ઉપાસી, મારા સંતોભાઈ. અકાળ.

આત્મજ્ઞાની બની હૃદયમાં શોધો, ટળે ફેરા ચોરાસી રે-હે જી.
સત સત સકરાદાસ સબ નમે,
*જો મહા વાકય તપાસી, મારા સંતોભાઇ. અકાળ.

( રાગ ઉપરનો )

અનેક ઘાટ પરબ્રહ્મમાં સંતોભાઈ, અનેક ઘાટ પરબ્રહ્મમાંરે.-હે જી.
ઉપજ લય છે પળમાં, સંતોભાઇ અનેક ઘાટ.

---

* તત્વમસિ.

શીવ સનકાદીક નારદ સારદ, નવલક્ષ તારા ગગનમાં રે—હે જી.
બ્રહ્મા વિષ્ણુ દેવ દાનવ,
ત્રિગુણુ તેની ઉપજમાં, સંતોભાઇ. અને૦
જેમ મહાકાસ નિરલેપ નિર્ગુંણુ વ્યાપી રહ્યું બ્રહ્માંડમાંરે—હે જી.
બાગ બંગલા મંદીર માળીયાં,
જ્યાં જુઓ ત્યાં સખનમાં સંતોભાઇ. અને૦
ચિત્રપટ જેમ નીરખી જુઓ, ઝાડ પહાડ, વન તેમાં રે,—હે જી.
કીટ પતંગ નર નારી રંક રાજા,
સહુ ઘાટ પટનમાં સંતોભાઇ. અને૦
ઓતપ્રોત બ્રહ્માંડો તેમાં, વસ્ત્ર વરસે સુતરનમાં રે—હે જી.
સકરાદાસ નિષકામી છે નટવર,
નિરખો ગ્નાનિ હૃદયમાં સંતોભાઇ. અને૦

### સાખી

ગ્નાની થઈ નિરખો, સદા ઘટઘટ મોઝાર;
એક સ્વયં આતમા, પોતે સરજનહાર. ૧
રામ રૂપે પોતે બની, માર્યો રાવણુરાય;
તેજ કૃષ્ણુરૂપે થયા, વેદશાસ્ત્ર ગુણુ ગાય. ૨
ભારતનાં દુઃખ હરે, ધરી ધરી અવતાર;
ચરાચરનો સ્વામ તે, પોતે શ્રી મોરાર. ૩
ભજન કરો તેનું સદા, છોડી સહુ જંજાળ;
કૃષ્ણુ કૃષ્ણુ સમરતાં તરી જાય સંસાર. ૪

**भोक्तारं यज्ञतपसां सर्वलोक महेश्वरम् ।**
**सुहृदंसर्वभूतानांज्ञात्वा मांशांतिमृच्छति ॥२९॥**

યજ્ઞ અને તપનો ભોક્તા, સર્વલોકનો મહાન ઈશ્વર અને સર્વ પ્રાણીઓનો સ્નેહી એવો મને જાણનાર શાંતિ ( સદાકાળનું સુખ ) પ્રાપ્ત કરે છે.

**શ્રી ભગવાન—** સંગીતાર્થ

મરાઠી ચાલની સાખી

યજ્ઞ, તપનો ભોક્તા માની મને, જગતનો નાથ જાણે છે,
પંચ ભૂતોનો હિતકર્તા સમજે તે, પરમ શાન્તી પામે છે.
સર્વે સમજી એક, જાણે ધરી વિવેક............સર્વ૦

(ઇતના હો કરના સ્વામી એ-રાગ)

પૂર્ણ દશાને પામી. બ્રહ્મ થઇ ફરે છે,
સત્ સ્વરૂપ લે જાણી, બ્રહ્મ થઇ ફરે છે;
વિષયો દે સહુ ત્યાગી, પૂર્ણ બને વૈરાગી;
જેને જોયું છે જાગી, બ્રહ્મ થઇ ફરે છે. પૂર્ણ૦
જુઠું જગત સમજી, તેને રહે ન વળગી;
આત્મ સ્વરૂપ ઓળખી, બ્રહ્મ થઈ ફરે છે. પૂર્ણ૦
ઉપાધી સર્વે છોડી, રાગ દ્વેષ નામે તોડી;
હરી ચરણમાં ચિત્ત જોડી, બ્રહ્મ થઈ ફરે છે. પૂર્ણ૦
પ્રેમી આત્મનો કહે પ્યારો, પરબ્રહ્મ તે થનારો;
કાળ, કર્મથી, થઈ ન્યારો, બ્રહ્મ થઇ ફરે છે. પૂર્ણ૦

અર્જુન કહે છે—

(વા'લા ધર્મ સનાતન—એ રાગ)

પ્રેમી કૃષ્ણ, પ્રભુ તમે પ્યારા, મારા તાપ સરવે હરીયા;
મારા તાપ સરવે હરીયા, પ્રિતે હૃદયકમળમાં ઠરીયા. પ્રેમી૦
પ્રેમ બતાવ્યો પુરણ પ્રભુજી, નારાયણ સહુ ભાળું;
પ્રપંચ, સર્વે દુર થયો હવે, કોને, મારૂં—વીદારૂં. પ્રેમી૦
યોગ પ્રદર્શીત, કરીયો તેથી, યોગી હું તો બનીયો;
આત્મા, પરાત્મા, એકહી ગ્નાતા, બ્રહ્મ સકળમાં ગણીયો. પ્રેમી૦
કોણ તમે ને કોણ હું તો છું, કોણ, કૌરવને પાંડવ;
અનેક રૂપે સર્વે દેખું છું, માયા કરો ટાંડવ. પ્રેમી૦
રથ, ઘોડા ને હાથી સારથી, દેશો દેશના રાય;
હું, તું, તે સહુ ટળી ગયું પ્રભુ, સર્વે ઉપાધી જણાય. પ્રેમી૦
પ્રપંચનું ખરૂં રૂપ સમજ્યો, આપ કૃપાયે, મોરાર,
પ્રેમી આત્માના પ્યારા એકોહં દેખાય બ્રહ્માકાર. પ્રેમી૦

અર્જુનની પૂર્ણ દશા જોઇ, શ્રી કૃષ્ણ ભગવાન વિચાર કરે છે—

(ના વિસારસોરે રૂડા હૃદીયા મધે રામ—એ રાગ)

કૃષ્ણ વિચારતા રે, પારથ થઇ ગયો બ્રહ્માકાર;
મુજ સ્વરૂપમાં રે, પૂર્ણ બનીયો એકાકાર. કૃષ્ણ૦
પ્રસન્નવદન કરી પાર્થને દેખી, હરી હરખાય અપાર;
એકાત્મામાં, મગ્ન બન્યો, ગ્રહે હાથ નહી હથીયાર. કૃષ્ણ૦
હસ્તા હસ્તા નર સામું જોતા, શ્રી હરી વારંવાર,
ગ્નાતા બની ગયો પુરણ સ્વયં સાક્ષી સાક્ષાતકાર. કૃષ્ણ૦

સ્વયં આત્માનું દર્શન કરતો, બોલે નહિ આપે લગાર,
યોગનિદ્રામાં પોઢી જશો તો કરશે કોણ સંહાર. કૃષ્ણ.
કૌરવોનો સંહાર કરી, ઉતારવો ભૂમીભાર,
અનેક કાર્ય હજુ અધુરા છે, તે કેમ કરી પડશે પાર. કૃષ્ણ.
અમૃતરસને પૂર્ણ ભરીયો પ્રેમે હૃદય મોઝાર,
સપ્તભુમીકાયે પહોંચી ગયો, બન્યો નિર્ગુણ નિરાકાર. કૃષ્ણ.
યુક્તિ રચી હું ઉતારૂ નીચો, બતાવી પુરણ પ્યાર,
સકરાદાસનો સ્વામી કહે, દેખાય સહુ સંસાર. કૃષ્ણ.

## સાખી

સંસાર સરવે દેખતાં, દેખાય રણ સંગ્રામ,
કૌરવોને સંહારતાં, પુરણ થાયે કામ. ૧
કામ અધુરૂં નવ રહે, એમ કહે સુંદીરશામ,
અધર્મિયો મરાવીને, જાવું છે સ્વધામ. ૨
જો અર્જુન વિરમી જશે, ઝાલશે નહિ હથીયાર,
અવતારો હમે ધર્યા, તે નિર્થક સહુ થનાર. ૩
એમ વિચારી બોલતા, ઊઠ અર્જુન મમપ્રાણ,
મૂંઢ બની શું શું બકે, કાયર સમ હેવાન. ૪
સ્વધર્મ કેમ છોડતો, ઢોંગી બની ગમાર,
ગાન્ડીવ ધનુષ્ય કરમાં ગ્રહી, કૌરવોને સંહાર ૫
પગ પછાડે પૃથ્વી વિષે ધરી ધરીને રોપ;
અર્જુન જાગ્રત થૈ જતાં, પૂર્ણ આવ્યા હોંસ. ૬
પ્રભુ સામે ઊભો રહી કહે જોડી બે હાથ,
બ્રહ્માનંદ રસ પીરસી, કેમ લેઇ લીધો નાથ. ૭

**અર્જુન કહે—**

(દેખાદેખી તમે મત કરો ભાઈરે—એ રાગ.)

પ્રેમ કરી પૂર્ણાનંદરસ પીતાં રે, પ્રભુ પડાવી લીધો પ્રેમપ્યાલો,
અમૃતધારાથી પ્રેમે ભરેલો પ્યાલો, તે ઢોળાવી દીધો પ્રભુ હાલો. પ્રેમ.
વિષયાનંદ વાયુ શાન્ત થતાંમાં રે, અખંડ છૂટતી આત્મધારા,
પ્યાલો ભરભર પ્રેમનો પ્રિતે પીનો, તે લેઇ લીધો છોગાળા. પ્રેમ.
સમશાન જેવું સહુ સૈન્ય નિરખતોરે, તુજ મુજ થકી કંઇ નહિ ન્યારૂ,
નટવર એક ઘટઘટ માંહી દેખતોરે, કેમ બતાઓ મારૂં તારૂં. પ્રેમ.
તું મુજ રૂપ છે, ને હું તુજ રૂપ છું રે, સહુ જગત સ્વયં રૂપ માંહી,
શત્રુ-મિત્ર, પ્રભુ દેખાય નહિ પ્યારા, બ્રહ્માકાર દેખું જ્યાંહી ત્યાંહી.પ્રેમ
અમૃતપીતાં પીતાં ઢોળાવી નાખીયુંરે, પ્રભુ અમૃત પાઓ બીજું પ્યારા,
હૃદયરૂપી ભંડાર ભરી દેજો પ્રિતે, શાન્તી વળી જાય છોગાળા. પ્રેમ.
પ્રેમ કરી પ્રેમી આત્માના પ્યારા પ્રભુ, નૂન્યતા ન રાખો આત્મા મારા,
પ્રેમી માતા ×શિશુને પયધારા પાતીરે, તેમ હૃદયમાં રેડો જ્ઞાનધારા. પ્રેમ.

**સાખી**

માટે જેમ સુગમ પડે, તેમ કહો કીરતાર,
પૂર્ણ યોગ સંભળાવજો, પુનઃ પુનઃ વારંવાર. ૧

*આઇનું ચિત્ત પ્રસન્ન રહે પુત્રને પાતાં પય,
પયધારા પીતાં સદા બની જાય નિર્ભય. ૨

નિર્ભય કરી નાથ મને, કરાવો-અમૃત પાન,
તુજ શરણુમાં હું પડયો, પ્રિતેથી ભગવાન. ૩

---

× બાળક. * માતા.

શ્રી કૃષ્ણ ભગવાન કહે—

( આંખ વીના અંધારૂ રે—એ રાગ. )

પ્રેમે અમૃત રસ પીજેરે, પ્રેમી પ્યારા, પ્રેમે અમૃત રસ પીજે.
પ્રેમરસ પીતાં પીતાં, આત્માનંદ લેતાં લેતાં,
અર્જુન અભય બની જાજે રે, પ્રેમી૦
પ્રેમપાસે હું બંધાણો, તું ખેંચે તેમ ખેંચાણો,
સારથી બન્યો મુકી લાજેરે. પ્રેમી૦
અદ્ભુત સ્નેહ તારો, અમૃત આત્મા જાણ્યો પ્યારો,
શાન્તીથી સદા તું રેજેરે. પ્રેમી૦
સ્નેહ પુરણ કરીયો તેં તો, નવું જ્ઞાન લેતો,
કરીયું છે સફળ સહુ કાજેરે, પ્રેમી૦
તારૂ મન શાન્ત થાયે, આત્મ સંયોગ કે'વાયે,
છઠ્ઠા અધ્યાયે સાંભળી લે જે, પ્રેમી૦
પ્રેમી આત્માનો કહે પ્યારો, પારથ આત્મા તું મારો,
ચૌદ ભુવનમાં સરવે ગાજે રે, પ્રેમી૦

સાખી

ઘટ ઘટ ગર્જના કરે, ચૈતન રૂપ સદાય,
તે રૂપે બની જતાં તું મારા માંહી સમાય. ૧
એમ કહી અર્જુનને, પ્રભુ શાન્ત થાય,
હવે પછીનો ગોગ તે, છઠ્ઠામાં કહેવાય. ૨
સાંભળતાં શાન્તી વળે, સત સ્વરૂપની વાત,
પૂર્ણાનંદ પામતાં, બની જાય સાક્ષાત. ૩



## અધ્યાયનું રહસ્ય.

સંજય ધૃતરાષ્ટ્રને કહે છે કે પ્રભુ, પરમાત્મા પુરૂષોત્તમ પરિબ્રહ્મ નારાયણ શ્રી કૃષ્ણચંદ્ર, પૂર્ણપણે અર્જુનના પ્રેમપાસમાં સપડાઈ જવાથી બહાર નિકળવાની શક્તિજ રહી નહિ. અને પૂર્ણ પ્રેમાવેષમાં આવી જઈ પ્રેમનુંજ ચિત્વન કરવા લાગ્યા. એ શ્રી કૃષ્ણ અને અર્જુન વચ્ચેના સ્નેહનું પુરૂં વર્ણન વાણીદ્વારાએ થઈ શકે તેમ નહિ હોવાથી બસ આટલુંજ કહેવું યોગ્ય છે, અને અર્જુન પર અત્યંત મોહીત થઈને કહેવા લાગ્યા કે—હે અર્જુન, હે સખા, હે પ્રેમી, જે જે પ્રકારે, તારા મનને બોધ પ્રિય લાગે, તે તે પ્રકારે હું તને યોગમાર્ગ કહી બતાવીશ. યોગનાં નામો શાં શાં છે, તેના ઉપયોગ કયા કયા છે, અને તેનું આચરણ કરવા માટે કોણ કોણ અધિકારી છે, એવી જે જે બાબતો ઉચિત હશે તે સર્વ હું તને કહી સંભળાવીશ. એવી રીતે શ્રી હરી, શ્રી કૃષ્ણચંદ્ર મહાપ્રભુએ જે જે વાતો સંભળાવી તેનું વર્ણન છઠ્ઠા અધ્યાયમાં સ્પષ્ટ કરી મનને આનંદ પમાડે તેવી રીતે કહેવામાં આવશે.

ઈતિશ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા આધારે શંકરાદાસ રચિત શ્રી સંગીત ગીતામૃત કર્મ સંન્યાસ યોગોનામ પંચમો અધ્યાય.

ॐ सद्गुरु विद्यानंद विजयते.

# श्री कृष्ण गोविंद हरे मोरारे ।
# हे नाथ नारायण वासुदेव ॥

( ભજી લે ભગવાનને ભાવે ભાવે-એ રાગ )

વિદ્યાનંદ તણા ગુણ ગાને ગાને,
એવા સદ્દગુરૂના શર્ણે થાને થાને. વિદ્યાનંદ૦
ગીતાશાસ્ત્ર સમજાવે ગાને ગાને,
અરજુનને કહ્યું કૃષ્ણે કાને કાને. વિદ્યાનંદ૦
ગીતામૃત રસ પ્યારા પાને પાને,
ગુરૂજ્ઞાન ગંગામાં નાને નાને. વિદ્યાનંદ૦
સચ્ચિદાનંદને પ્રેમે જાણે જાણે,
યમપાસ છુટે તે ટાણે ટાણે. વિદ્યાનંદ૦
તન, મન સોંપી ગુરૂ ધ્યાને ધ્યાને,
ટાણું નવ મલે ખર્ચે નાણે નાણે. વિદ્યાનંદ૦
ગુરૂભક્તિ ને પ્રેમે ધ્યાને ધ્યાને,
લોકોની લજ્જ્યા ગણે શાને શાને. વિદ્યાનંદ૦
સકરાદાસ વચન સત માને માને,
પળમાં પહોંચ્યા જાય નિર્ભય સ્થાને સ્થાને. વિદ્યાનંદ૦

---

દા. ૧) ક્ષત્રી મોહનલાલ પ્રભુદાસ મહેતા પોળ અમદાવાદ.
૨) ભાવસાર સોમચંદ નારણદાસ વાસણા.
૨) ભાવસાર પ્રેમચંદ જેઠાલાલ ઢાળની પોળ અમદાવાદ.
૨) ભાવસાર મણીલાલ શકરચંદ આસ્ટોડીયા રોડ ,,

પ્રેમીઆત્મા : ભાવસાર સકરાદાસ પોચાભાઇ વાસણાવાળા